ૐ

# લઘુ
# જિનવાણી સંગ્રહ.

સંગ્રહકર્તા—

શ્રી ૧૦૫ ક્ષુલ્લક આદિસાગરજી મહારાજ

(ભોલોડા નિવાસી)



આવૃત્તિ ચોથી] વીર સં ૨૪૭૫ [પ્રત ૧૦૦૦

"જૈન વિજય" પ્રિન્ટિંગ પ્રેસ, ખપાટિયા ચકલા–સુરતમાં
મૂલચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું

કિંમત —અઢી રૂપિયા.

# પ્રસ્તાવના.

એકજ પુસ્તકમાં નિત્યપાઠ, અનેક પૂજાઓ, અભિષેક, સ્તોત્રો (અર્થ સાથે), ભાષા પાઠો, કલ્યાણકો, આરતીઓ, ગાયનો, ગરબાઓ, સ્તુતિઓ, વિનતિઓ, જૈનધર્મનું સામાન્ય જ્ઞાન થાય તેવા વિષયો, નિત્ય દર્શન, સામાયિક પાઠ, નિત્ય ક્રિયા વગેરે વિષયો હોય તેવાં પુસ્તક હિન્દીમાં તો જૈન સિદ્ધાંત સંગ્રહ, જિનવાણી સંગ્રહ, જૈનવાણી સંગ્રહ, જૈનાર્ણવ વગેરે બહાર પડી ચુકયા છે પણ ગુજરાતીમાં એક એવા સંગ્રહની જરૂર હતી તે આશરે ૧૭ વર્ષ ઉપર ભિલોડા નિવાસી **શ્રી. બ્ર૦ આદિસાગરજી મહારાજ** જેઓ હાલ ક્ષુલ્લક પદે છે તેમણે સંગ્રહ કરી પોતાની સ્વર્ગસ્થ પત્નીના સ્મરણાર્થે છપાવી પોતાનાં તરફથી 'દિગંબર જૈન'ના ગ્રાહકોને તેમજ ગુજરાતમાં ભેટ વહેંચી હતી તથા અમુક પ્રતો વેચાણ માટે પણ અમે કઢાડી હતી તે બધી પ્રતો ખપી જવાથી સાત વર્ષ ઉપર અમે તેની બીજી આવૃત્તિ અને ચાર વર્ષ ઉપર ત્રીજી આવૃત્તિ પ્રકટ કરી હતી તે પણ બધા ખપી જવાથી અને માંગણી ઘણીજ હોવાથી છપાઈ કાગળની સખ્ત મોંઘવારી ને છાપવાની અગવડ હોવા છતાં પણ એની આ ચોથી આવૃત્તિ ૧૨ ચિત્રો સહિત પ્રકટ કરતાં અમને હર્ષ થાય છે. કુલ્લે ૧૩૬ વિષયોનો સંગ્રહ આ લઘુ જિનવાણી સંગ્રહમાં છે; જેમા સંકટ હરણ વિનતિ ને ત્રેપન ક્રિયા વિનતિ ને બાર ભાવના ખાસ ઉમેરવામાં આવી છે.

આશા છે કે આ ચોથી આવૃત્તિનો પણ તાકીદે પ્રચાર થશેજ.

સૂરત.
વીર સં ૨૪૭૫
અષાડ સુદ ૧૫
તા. ૧૦–૭–૪૯

નિવેદક,—
મૂળચંદ કસનદાસ કાપડિયા
—પ્રકાશક.

# વિષયાનુક્રમણિકા.




શ્રી ૧૦૦૮ શ્રી રૂષભદેવજી

( કેશરિયાજી મહારાજ, રખબદેવ )



**શ્રી ૧૦૫ ક્ષુલ્લક શ્રી આદિસાગરજી મહારાજ** (ભીલોડા)

(આ લઘુજિનવાણીના સંગ્રહકર્તા તથા ગુજરાત-મેવાડમાં
દિ. જૈન ધર્મ અને સાહિત્યના મહાનં પ્રચારક)

श्रीवीतरागाय नमः ।

# लघु जिनवाणीसंग्रह ।

## श्री भक्तामर स्तोत्र ।

भक्तामरप्रणतमौलिमणिप्रभाणा-
मुद्योतकं दलितपापतमोवितानम् ।
सम्यक् प्रणम्य जिनपादयुगं युगादा-
वालंबनं भवजले पततां जनानाम् ॥ १ ॥

ભક્તામરો લચીત તાજ મણિ પ્રભાના,
ઉદ્યોતકાર હર પાપતમો જથાના;
આધાર રૂપ ભવસાગરના જનોને,
એવા યુગાદિ પ્રભુ પાદયુગે નમીને. १.

यः संस्तुतः सकलवाङ्मयतत्त्वबोधा-
दुद्भूतबुद्धिपटुभिः सुरलोकनाथैः ।
स्तोत्रैर्जगत्त्रितयचित्तहरैरुदारैः
स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेन्द्रम् ॥ (युग्मम्)

કીધી સ્તુતિ સકલ શાસ્ત્રજ તત્વબોધે,-
પામેલ બુદ્ધિ પટુથી સુરલોકનાથે;
ત્રૈલોક ચિત્તહર ચારૂ ઉદાર સ્તોત્રે,
હું એ ખરે સ્તવીશ આદિ જિનેંદ્રને તે. २.

बुद्ध्या विनाऽपि विबुधार्चितपादपीठ !
स्तोतुं समुद्यतमतिर्विगतत्रपोऽहम् ।
बालं विहाय जलसंस्थितमिन्दुबिम्ब–
मन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम् ॥३॥

બુદ્ધિ વિનાય સુરપૂજીતપાદપીઠ !
મેં પ્રેરી બુદ્ધિ સ્તુતિમાં તજી લાજ શુદ્ધ !
લેવા શિશુ વિણ જળે સ્થિત ચંદ્રબિંબ,
ઇચ્છા કરેજ સહસા જણ કોણ અન્ય? ૩.

वक्तुं गुणान् गुणसमुद्र शशांककांतान्
कस्ते क्षमः सुरगुरुप्रतिमोऽपि बुद्ध्या ।
कल्पान्तकालपवनोद्धतनक्रचक्रं
को वा तरीतुमलमम्बुनिधिं भुजाभ्याम् ॥ ४ ॥

કે'વા ગુણો ગુણનિધિ! તુજ ચંદ્રકાન્ત,
છે બુદ્ધિથી સુર ગુરૂ સમ કો સમર્થ ?
જ્યાં ઉછળે મગરમચ્છ મહાન વાતે,
રે કોણ તે તરી શકેજ સમુદ્ર હાથે? ૪.

सोऽहं तथापि तव भक्तिवशान्मुनीश
कर्तुं स्तवं विगतशक्तिरपि प्रवृत्तः ।
प्रीत्यात्मवीर्यमविचार्य मृगो मृगेन्द्रम्
नाभ्येति किं निजशिशोः परिपालनार्थम् ॥५॥

તેવો તથાપિ તુજ ભક્તિવડે મુનીશ !
શક્તિ રહિત પણ હું સ્તુતિને કરીશ;
પ્રીતે વિચાર બળનો તજી સિંહ સામે,
ના થાય શું મૃગી, શિશુ નિજ રક્ષણ'ને. ૫.

अल्पश्रुतं श्रुतवतां परिहासधाम
त्वद्भक्तिरेव मुखरी कुरुते बलान्माम् ।
यत्कोकिलः किल मधौ मधुरं विरौति
तच्चाम्रचारुकलिकानिकरैकहेतु ॥ ६ ॥

શાસ્ત્રજ્ઞ અજ્ઞ ગણીને હસતાં છતાં એ,
ભક્તિ તમારીજ મને બળથી વદાવે!
જે કોકિલા મધુર ચૈત્ર વિષે ઉચારે,
તે માત્ર આમ્રતરૂમોર તણા પ્રભાવે! ૬.

त्वत्संस्तवेन भवसन्ततिसंनिबद्धं
पापं क्षणात्क्षयमुपैति शरीरभाजाम् ।
आक्रान्तलोकमलिनीलमशेषमाशु
सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम् ॥ ७ ॥

બાંધેલ પાપ જનનાં ભવ સર્વ જેહ,
ત્હારી સ્તુતિથી ક્ષણમાં ક્ષય થાય તેહ;
આલોક વ્યાપ્ત નિશિનું ભમરા સમાન,
અંધારૂં, સૂર્ય કિરણેથી હરાય જેમ. ૭.

मत्वेति नाथ तव संस्तवनं मयेद–
मारभ्यते तनुधियाऽपि तव प्रभावात् ।
चेतो हरिष्यति सतां नलिनीदलेषु
मुक्ताफलद्युतिमुपैति ननूदबिन्दुः ॥ ८ ॥

માનોજ તેમ સ્તુતિ નાથ! તમારી આ મેં,
આરંભી અલ્પમતિથી પ્રભુના પ્રભાવે,
તે ચિત્ત સજ્જન હરે જલ બિંદુ પામે,
મોતીતણી કમળપત્ર વિષે પ્રભાને! ૮.

आस्तां तव स्तवनमस्तसमस्तदोषं
त्वत्संकथापि जगतां दुरितानि हन्ति ।
दूरे सहस्रकिरणः कुरुते प्रभैव
पद्माकरेषु जलजानि विकासभाञ्जि ॥ ९ ॥

દૂરે રહો રહિત દોષ સ્તુતિ તમારી!
ત્હારી કથા પણ અહા! જન-પાપહારી!
દૂરે રહે રવિ કદી તદપિ પ્રભાએ,
ખીલે સરોવર વિષે કમળો ઘણાએ! ૯.

नात्यद्भुतं भुवनभूषण ! भूतनाथ !
भूतैर्गुणैर्भुवि भवन्तमभिष्टुवन्तः ।
तुल्या भवन्ति भवतो ननु तेन किं वा
भूत्याश्रितं य इह नात्मसमं करोति ॥१०॥

આશ્ચર્ય ના ભુવન ભૂષણ! ભૂતનાથ!
રૂપે ગુણે તુજ સ્તુતિ કરનાર અત્ર?
તે તુલ્ય થાય તુજની, ધનીકો શું પોતે,
પૈસે સમાન કરતા નથી આશ્રિતોને! १०.

दृष्ट्वा भवन्तमनिमेषविलोकनीयं
नान्यत्र तोषमुपयाति जनस्य चक्षुः
पीत्वा पयः शशिकरद्युतिदुग्धसिन्धोः
क्षारं जलं जलनिधे रसितुं क इच्छेत् ॥११॥

જો દર્શનીય પ્રભુ એક ટશેથી દેખે!
સંતોષથી નહિ બીજે જન-નેત્ર પેખે;
પી ચંદ્રકાન્ત પય ક્ષીરસમુદ્ર કેરૂં,
પીશે પછી જળ-નિધિ-જળ કોણ ખારૂં? ११.

यैः शान्तरागरुचिभिः परमाणुभिस्त्वं
निर्मापितस्त्रिभुवनैकललामभूत !
तावंत एव खलु तेऽप्यणवः पृथिव्यां
यत्ते समानमपरं न हि रूपमस्ति ॥ १२ मे

જે શાંતરાગ રૂચિના પરમાણુ માત્ર,
તે તેટલાજ ભુવિ આપ થયેલ ગાત્ર!
એ હેતુથી ત્રિભુવને શણગાર રૂપ!
ત્હારા સમાન નહિ અન્યતણું સ્વરૂપ! ૧૨.

वक्त्रं क्व ते सुरनरोरगनेत्रहारि
निःशेषनिर्जितजगत्त्रितयोपमानम् ।
बिंबं कलंकमलिनं क्व निशाकरस्य
यद्वासरे भवति पांण्डुपलाशकल्पम् ॥ १३ ॥

ત્રૈલોક સર્વ ઉપમાનજ જીતનારૂં-
ને નેત્ર, દેવ નર ઊરગ હારી તા'રૂં-
ક્યાં મુખ? ક્યાં વળી કલંકિત ચંદ્રબિંબ?
જે દિવસે પીળચટું પડી જાય ખૂબ! ૧૩.

संपूर्णमंडलशशांककलाकलाप-
शुभ्रा गुणास्त्रिभुवनं तव लंघयन्ति ।
ये संश्रितास्त्रिजगदीश्वरनाथमेकं
कस्तान्निवारयति सञ्चरतो यथेष्टम् ॥ १४ ॥

સંપૂર્ણ ચંદ્રતણી કાન્તિ સમાન ત્હારા,
રૂડા ગુણો ભુવન ત્રૈણ ઉલંઘનારા!
ત્રૈલોકનાથ! તુજ આશ્રિત એક તેને,
સ્વેચ્છા થકી વિચરતાં કહી કોણ રોકે? ૧૪.

चित्रं किमत्र यदि ते त्रिदशाङ्गनाभि-
र्नीतं मनागपि मनो न विकारमार्गम् ।
कल्पान्तकालमरुता चलिताचलेन
किं मंदराद्रिशिखरं चलितं कदाचित् ॥१५॥

આશ્ચર્ય શું પ્રભુતણા મનમાં વિકાર,
દેવાંગના ન કદી લાવી શકી લગાર;
સંહારકાળ પવને ગિરિ સર્વ ડોલે!
મેરૂ ગિરિ શિખર શું કદી તોય ડોલે? ૧૫.

निर्धूमवर्तिरपवर्जिततैलपूरः
कृत्स्नं जगत्त्रयमिदं प्रकटीकरोषि ।
गम्यो न जातु मरुतां चलिताचलानां
दीपोऽपरस्त्वमसि नाथ जगत्प्रकाशः ॥१६॥

ધૂમ્રે રહિત નહિ વાટ, ન તેલવાળો!
ને આ સમગ્ર ત્રણ લોક પ્રકાશનારો!
ડોલાવનાર ગિરિ વાયુ ન જાય પાસે!
તું નાથ! છું અપર દીપ જગત્પ્રકાશે! ૧૬.

नास्तं कदाचिदुपयासि न राहुगम्यः
स्पष्टीकरोषि सहसा युगपज्जगन्ति ।
नांभोधरोदरनिरुद्धमहाप्रभावः
सूर्यातिशायि महिमासि मुनींद्र! लोके ॥१७॥

ઘેરી શકે કદી ન રાહુ ન અસ્ત થાય!
સાથે પ્રકાશ ત્રણ લોક વિષે કરાય!
તું હે મુનીંદ્ર! નહિ મેઘવડે છવાય!
લોકે પ્રભાવ રવિથી અદકો ગણાય! ૧૭.

नित्योदयं दलितमोहमहांधकारम्
गम्यं न राहुवदनस्य न वारिदानाम् ।
विभ्राजते तव मुखाब्जमनल्पकान्ति
विद्योतयज्जगदपूर्वशशाङ्कबिम्बम् ॥ १८ ॥

મોહાંધકાર દળનાર સદા પ્રકાશી !
રાહુ-મુખે અસિત ના, નહિ મેઘ-રાશી !
શોભે તમારૂં મુખ-પદ્મ અપાર રૂપે !
જેવો અપૂર્વ શશિ લોક વિષે પ્રકાશે ! ૧૮.

किं शर्वरीषु शशिनाऽह्नि विवस्वता वा
युष्मन्मुखेंदुदलितेषु तमस्सु नाथ ।
निष्पन्नशालिवनशालिनि जीवलोके
कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ॥ १९ ॥

શું રાત્રિમાં શશિ થકી દિવસે રવિથી ?
અંધારૂં તુજ મુખ-ચંદ્ર હરે પછીથી !
શાલિ સુશોભિત રહી નિપજી ધરામાં !
શી મેઘની ગરજ હોયજ આભલામાં ? ૧૯.

ज्ञानं यथा त्वयि विभाति कृतावकाशं
नैवं तथा हरिहरादिषु नायकेषु ।
तेजो महामणिषु याति यथा महत्त्वं
नैवं तु काचशकले किरणाकुलेऽपि ॥ २० ॥

શોભે પ્રકાશ કરી જ્ઞાન તમો વિષે જે,
તેવું નહીં હરિહરાદિકના વિષે તે;
રત્નો વિષે સ્ફુરતિ તેજ મહત્વ ભાસે,
તેવું ન કાચ કડકે ઉજળે જણાશે. ૨૦.

मन्ये वरं हरिहरादय एव दृष्टा
दृष्टेषु येषु हृदयं त्वयि तोषमेति।
किं वीक्षितेन भवता भुवि येन नान्यः
कश्चिन्मनो हरति नाथ भवांतरेऽपि ॥ २१ ॥

માનું રૂડું હરિહરાદિકને દીઠા તે!
દીઠે છતે હૃદય આપ વિષે ઠરે છે;
જોવા થકી જગતમાં પ્રભુનો પ્રકાશ,
જન્માન્તરે ન હરશે મન કોઇ નાથ! ૨૧.

स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान्
नान्या सुतं त्वदुपमं जननी प्रसूता।
सर्वा दिशो दधति भानि सहस्ररश्मिं
प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम् ॥ २२ ॥

સ્ત્રી સેંકડો પ્રસવતી કદી પુત્ર ઝાઝા,
ના અન્ય આપ સમ કો પ્રસવે જનેતા!
તારા અનેક ધરતીજ દિશા બધીય,
તેજે સ્ફુરીત રવિને પ્રસવેજ પૂર્વ. ૨૨.

त्वामामनंति मुनयः परमं पुमांस-
मादित्यवर्णममलं तमसः पुरस्तात्।
त्वामेव सम्यगुपलभ्य जयन्ति मृत्युं
नान्यः शिवः शिवपदस्य मुनींद्रपथाः ॥ २३ ॥

માને પરપુરૂષ સર્વ મુનિ તમોને,
ને અંધકાર સમીપે રવિ શુદ્ધ જાણે!
પામી તને સુરીત મૃત્યુ-જીતે મુનીંદ્ર!
છે ના, બીજો કુશળ મોક્ષ તણોજ પંથ. ૨૩.

त्वामव्ययं विभुमचिंत्यमसंख्यमाद्यं
ब्रह्माणमीश्वरमनंतमनंगकेतुम् ॥
योगीश्वरं विदितयोगमनेकमेकं
ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥२४॥

તું આદ્ય, અવ્યય, અચિંત્ય, અસંખ્ય, વિભુ,
છે, બ્રહ્મ, ઈશ્વર, અનંત, અનંગ કેતુ,
યોગીશ્વરં, વિદિતયોગ અનેક, એક,
કે'છે, તને વિમળ જ્ઞાનસ્વરૂપ સંત. ૨૪.

बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्
त्वं शंकरोसि भुवनत्रयशंकरत्वात् ।
धातासि धीर शिवमार्गविधेर्विधानात्
व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥२५॥

છો બુદ્ધિ-બોધ થકી હે સુરપૂજ્ય બુદ્ધ!
છો લોકને સુખદ-શંકર તેથી શુદ્ધ!
છો મોક્ષ-માર્ગ-વિધિ-ધારણથીજ ધાતા!
છો સ્પષ્ટ આપ પુરૂષોત્તમ સ્વામિ ત્રાતા! ૨૫.

तुभ्यं नमस्त्रिभुवनार्तिहराय नाथ
तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय
तुभ्यं नमो जिन भवोदधिशोषणाय ॥२६॥

ત્રૈલોકઃદુખ-હર નાથ! તને નમોસ્તુ!
તું ભૂતળે અમલ ભૂષણને નમોસ્તુ!
ત્રૈલોકનાજ પરમેશ્વરને નમોસ્તુ!
હે જિન! શોષક ભવાબ્ધિ તને નમોસ્તુ! ૨૬.

को विस्मयोऽत्र यदि नाम गुणैरशेषै-
स्त्वं संश्रितो निरवकाशतया मुनीश ।
दोषैरुपात्तविबुधाश्रयजातगर्वैः
स्वप्नान्तरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥२७॥

આશ્ચર્ય શું ગુણજ સર્વ કદી મુનીશ !
ત્હારેજ આશ્રય કરી વસતા હમેશ !
દોષો ધરી વિવિધ આશ્રય ઊપજેલા !
ગર્વાદિકેન તમને સ્વપને દીઠેલા ! ૨૭.

उच्चैरशोकतरुसंश्रितमुन्मयूख-
माभाति रूपममलं भवतो नितान्तम् ।
स्पष्टोल्लसत् किरणमस्ततमोवितानं
बिंबं रवेरिव पयोधरपार्श्ववर्ति ॥ २८ ॥

ઊંચા અશોકતરૂ આશ્રિત કીર્ણ ઊંચ,
અત્યંત નિર્મળ દીશે પ્રભુ આપ રૂપ;
તે જેમ મેઘ સમીપે રહી સૂર્ય-બિંબ-
શોભે પ્રસારી કિરણો હણીને તિમિર. ૨૮.

सिंहासने मणिमयूखशिखाविचित्रे
विभ्राजते तव वपुः कनकावदातम् ।
बिंबं वियद्विलसदंशुलतावितानं
तुंगोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥२९॥

સિંહાસને મણિતણા કિરણે વિચિત્ર,
શોભે સુવર્ણ-સમ આપ શરીર ગૌર;
તે સૂર્ય-બિંબ ઉદયાચળ શિર રહ્યે,
આકાશમાં કિરણ જેમ પ્રસારી શોભે. ૨૯.

कुंदावदातचलचामरचारुशोभं
विभ्राजते तव वपुः कलधौतकांतम् ।
उद्यच्छशांकशुचिनिर्झरवारिधार-
मुच्चैस्तटं सुरगिरेरिव शातकौंभम् ॥ ३० ॥

ધોળા ઢળે ચમર કુંદ-સમાન એવું,
શોભે સુવર્ણ-સમ રમ્ય શરીર ત્હારૂં;
તે ઊગતા શશિસમા જળ ઝર્ણ-ધારે,
મેરૂતણા કનકના શિર પેઠ શોભે! ૩૦.

छत्रत्रयं तव विभाति शशांककान्त-
मुच्चैः स्थितं स्थगितभानुकरप्रतापम् ।
मुक्ताफलप्रकरजालविवृद्धशोभं
प्रख्यापयत् त्रिजगतः परमेश्वरत्वम् ॥ ३१ ॥

ઢાંકે પ્રકાશ રવિનો શશિતુલ્ય રમ્ય!
મોતી-સમૂહ-રચનાથી દીપાયમાન!
એવાં પ્રભુજી તમને ત્રણ છત્ર શોભે,
ત્રૈલોકનું અધિપતિપણું તે જણાવે! ૩૧.

गंभीरताररवपूरितदिग्विभाग-
स्त्रैलोक्यलोकशुभसंगमभूतिदक्षः ।
सद्धर्मराजजयघोषणघोषकः सन्
खे दुन्दुभिर्ध्वनति ते यशसः प्रवादी ॥ ३२ ॥

ગંભીર ઊંચ સ્વરથી ભરી છે દિશાઓ,
ત્રૈલોકને સરસ સંપદ આપનારો;
સદ્ધર્મરાજ જયને કરનાર ખુલ્લો!
વાગેછ દુંદુભિ નભે યશવાદી ત્હારો. ૩૨.

मंदारसुंदरनमेरुसुपारिजात-
सन्तानकादिकुसुमोत्करवृष्टिरुद्धा ।
गंधोदबिन्दुशुभमंदमरुत्प्रयाता
दिव्या दिवः पतति ते वयसां ततिर्वा ॥ ३३ ॥

મંદાર, સુંદર નમેરૂ, જ પારિજાતે,
સંતાનકાદિ કુલની બહુ વૃષ્ટિ ભારે;
પાણીકણે સુરભિ મંદ સમીર પ્રેરે,
શું દિવ્ય વાણી તુજ સ્વર્ગ થકી પડે તે. ૩૩

शुंभत्प्रभावलयभूरिविभा विभोस्ते
लोकत्रये द्युतिमतां द्युतिमाक्षिपन्ती ।
प्रोद्यद्दिवाकरनिरंतर भूरिसंख्या
दीप्त्या जयत्यपि निशामपि सोमसौम्यां ॥ ३४ ॥

શોભે વિભો! પ્રસરતી તુજ કાંતિ ભારે,
ત્રૈલોકના દ્યુતિ-સમૂહની કાંતિ હારે!
તે ઉગતા રવિસમી બહુ છે, છતાંએ,
રાત્રિ જીતે શીતલ ચંદ્ર સમાન તેજે! ૩૪.

स्वर्गापवर्गगममार्गविमार्गणेष्टः
सद्धर्मतत्त्वकथनैकपटुस्त्रिलोक्यः
दिव्यध्वनिर्भवति ते विशदार्थसर्व-
भाषास्वभावपरिणामगुणप्रयोज्यः ॥ ३५ ॥

જે સ્વર્ગ મોક્ષ શુભ માર્ગજ શોધી આપે,
સદ્ધર્મ-તત્વ કથવે પટુ ત્રૈણ લોકે;
દિવ્યધ્વનિ તુજ થતો વિશદાર્થ સર્વ,-
ભાષા-સ્વભાવ પરિણામ ગુણેથી યુક્ત. ૩૫.

उन्निद्रहेमनवपंकजपुंजकान्ती-
पर्युल्लसन्नखमयूखशिखाभिरामौ ।
पादौ पदानि तव यत्र जिनेन्द्र धत्तः
पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३६ ॥

ખીલેલ હેમ-કમળો સમ કાંતિ વાળા,
ફેલે રહેલ નખ-તેજ થકી રૂપાળા,-
એવા જિનેંદ્ર તુમ પાદ ડગો ભરે છે!
ત્યાં કલ્પના કમળની વિબુધો કરે છે! ૩૬.

इत्थं यथा तव विभूतिरभूज्जिनेंद्र
धर्मोपदेशनविधौ न तथा परस्य ।
यादृक् प्रभा दिनकृतः प्रहतांधकारा
तादृक्कुतो ग्रहगणस्य विकासिनोऽपि ॥ ३७ ॥

એવી જિનેંદ્ર થઇ જે વિભૂતિ તમોને,
ધર્મોપદેશ સમયે, નહિ તે બીજાને?
જેવી પ્રભા તિમિર હારી રવિતણી છે,
તેવી પ્રકાશિત અહોની કદી બની છે? ૩૭.

श्च्योतन्मदाविलविलोलकपोलमूल-
मत्तभ्रमद्भ्रमरनादविवृद्धकोपम् ।
ऐरावताभमिभमुद्धतमापतन्तं
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥ ३८ ॥

વ્હેતા મદે મલિન ચંચળ શિર તેવો,
ગુંજારવે ભ્રમરના બહુ ક્રોધી એવો;

ઐરાવતે તુલિત ઊદ્ધત હાથી સામે;
આવેલ જોઈ તુમ આશ્રિત લો ન પામે! ૩૮.

भिन्नेभकुंभगलदुज्वलशोणिताक्त–
मुक्ताफलप्रकरभूषितभूमिभागः
बद्धक्रमः क्रमगतं हरिणाधिपोऽपि
नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३९ ॥

ભેદી ગજેંદ્ર–શિર શ્વેત, રૂધિરવાળા,–
મોતી સમૂહથકી ભૂમિ દિપાવા એવા,–
દોડેલ સિંહતણી દોટ વિષે પડે જે,
ના તુજ પાદ ગિરિ આશ્રયથી મરે તે! ૩૯.

कल्पांतकालपवनोद्धतवह्निकल्पं
दावानलं ज्वलितमुज्वलमुत्स्फुलिंगम् ।
विश्वं जिघत्सुमिव सन्मुखमापतन्तं
त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥ ४० ॥

જે જોરમાં પ્રલયના પવને થયેલો,
ઓઢા ઉડે બહુજ અગ્નિ દવે ધીકેલો;
સંહારશે જગત સન્મુખ તેમ આવે,
તે તુજ કીર્તન રૂપી જળ શાંત પાડે. ૪૦.

रक्तेक्षणं समदकोकिलकंठनीलं ।
क्रोधोद्धतं फणिनमुत्फणमापतन्तम् ।
आक्रामति क्रमयुगेन निरस्तशंक–
स्त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥ ४१ ॥

જે રક્ત નેત્ર, પિક-કંઠ સમાન કાળો,
ઊંચી ફણે સરપ સન્મુખ આવનારો;
તેને નિશંક જન તેહ ઉલંઘી ચાલે,
त्वं नाम નાગદમની દીલ જેહ ધારે ! ૪૧.

वल्गत्तुरंगगजगर्जितभीमनाद–
माजौ बलं बलवतामपि भूपतीनाम् ।
उद्यद्दिवाकरमयूखशिखापविद्धं ।
त्वत्कीर्तनात्तम इवाशु भिदामुपैति ॥४२॥

નાચે તુરંગ ગજ શબ્દ કરે મહાન !
એવું રણે નૃપતિનું બળવાન સૈન્ય,
ભેદાય છે તિમિર જેમ રવિ-કરેથી,
છેદાય શીઘ્ર ત્યમ તે તુજ કીર્તનેથી. ૪૨.

कुंताग्रभिन्नगजशोणितवारिवाह–
वेगावतारतरणातुरयोधभीमे ।
युद्धे जयं विजितदुर्जयजेयपक्षा–
स्त्वत्पादपंकजवनाश्रयिणो लभन्ते ॥४३॥

બર્છી થકી હણીત હસ્તિ રૂધિર વ્હે છે,
યોદ્ધા પ્રવાહથકી આતુર જ્યાં તરે છે;
એવા યુધે અજીત શત્રુ જીતે, જનો તે,
त्वत्पाद પંકજ રૂપી વન શર્ણ લે જે. ૪૩.

अंभोनिधौ क्षुभितभीषणनक्रचक्र–
पाठीनपीठभयदोल्वणवाडवाग्नौ ।

रंगत्तरंगशिखरस्थितयानपात्रा-
स्त्रातं विहाय भवतः स्मरणाद्व्रजन्ति ॥४४॥

જ્યાં ઊછળે મગરમચ્છ તરંગ ઝાઝા,
ને વાડવાગ્નિ ભયકારી થકી ભરેલા;
એવાજ સાપર વિષે સ્થિત નાવ જે છે,
તે નિર્ભયે તુજતણા સ્મરણે તરે છે. ૪૪-

उद्भूतभीषणजलोदरभारभुग्नाः
शोच्यां दशामुपगताश्च्युतजीविताशाः ।
त्वत्पादपंकजरजोऽमृतदिग्धदेहा
मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपाः ॥४५॥

જે છે નમ્યા ભયદ રોગ જળોદરેથી,
પામ્યા દશા દુઃખદ આશ ન દેહ તેથી;
त्वत्पाद-પદ્મ-રજ અમૃત નીજ દેહે-
ચોળે, બને મનુજ કામ સમાન રૂપે! ૪૫

आपादकंठमुरुशृंखलवेष्टितांगा
गाढं बृहन्निगडकोटिनिघृष्टजङ्घाः ॥
त्वन्नाममंत्रमनिशं मनुजाः स्मरन्तः
सद्यः स्वयं विगतबन्धभया भवन्ति ॥४६॥

બેડી જડી પગથી છેક ગળા સુધીની,
તેની ઝીણી અણીથી જાંગ ઘસાય જેની;
એવા અહોનિશ જપે તુજ નામ મંત્ર,
તો તે જનો તુરત થાય રહીત બંધ! ૪૬.



પરમપૂજ્ય પ્રાતઃસ્મરણીય, વિદ્વચ્છિરોમણિ, જગદુદ્ધારક,
નરેંદ્રવંદ્ય, વ્યાખ્યાનવાચસ્પતિ, વાદીભકેશરી—

**સ્વ. શ્રી ૧૦૮ આચાર્ય શ્રી કુંથુસાગરજી મહારાજ.**

**જન્મ:**—વીર સં. ૨૪૨૦
ઐનાપુર (દક્ષિણ)

**સ્વર્ગવાસ:**—વીર સં. ૨૪૭૧
ધરિયાવદ (મેવાડ)



શ્રી ૧૦૦૮ ભગવાન શ્રી પાર્શ્વનાથસ્વામી.

( મૂડબિદ્રીના પ્રાચીન પ્રતિમાજી )

मत्तद्विपेंद्रमृगराजदवानलाहि ।
संग्रामवारिधिमहोदरबंधनोत्थम् ॥
तस्याशु नाशमुपयाति भयं भियेव ।
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४७ ॥

જે મત્ત હસ્તિ, અહિ સિંહ દવાનલાગ્નિ,
સંગ્રામ સાગર, જળોદર બંધનોથી—
પેદા થએલ ભય, તે ઝટ નાશ પામે !
ત્હારૂં કરે સ્તવન આ, મતિમાન પાઠે ! ૪૭.

स्तोत्रस्रजं तव जिनेंद्र गुणैर्निबद्धां ।
भक्त्या मया विविधवर्णविचित्रपुष्पाम् ॥
धत्ते जनो य इह कण्ठगतामजस्रं ।
तं मानतुंगमवशा समुपैति लक्ष्मीः ॥ ४८ ॥

આ સ્તોત્ર માળ તુજના ગુણથી ગુંથી મેં,
ભક્તિ થકી વિવિધ વર્ણ રૂપીજ પુષ્પે;
તેને જિનેંદ્ર ! જન જે નિત કંઠ નામે,
તે માનતુંગ અવશા શુભ લક્ષ્મી પામે. + ૪૮.

ઇતિશ્રી માનતુંગાચાર્યવિરચિતમ્ ભક્તામરસ્તોત્રમ્ સંપૂર્ણમ્.

+ આ ગુજરાતી પદ્ય ભાષાંતર આમોદ નિવાસી સ્વર્ગસ્થ શેઠ હરજીવન રાયચંદ શાહ કૃત છે.



# श्रीकल्याणमंदिर स्तोत्र।

( સ્વ. હરજીવન રાયચંદ કૃત ગુજરાતી પદ્યમાં. )

કલ્યાણનું મંદિર અને ઊદાર ઇચ્છિત આપવે,
દાતા અભય ભયભીતને, સમર્થ દુરિત કાપવે;
સંસાર દરિયે ડૂબતાને, નાવ રૂપે જે વળી,
નિર્દોષ પ્રભુના પદકમળને, પ્રથમ હું પ્રેમે નમી. ૧.
સાગર સમા જેના મહિમાની સ્તુતિ કરવા વિષે,
વિશાળ બુદ્ધિ સુરગુરૂ તે છેક શક્તિ હીણ દીસે;
વળી કમઠ કેરા ગર્વને જે બાળવે અગ્નિ અરે,
તીર્થેશની સ્તુતિ કનીશજ તેમની હું તો ખરે. ૨.
સામાન્ય રીતે પણ તમારા રૂપને વિસ્તારવા,
જિનરાજ ! શક્તિમાન દુર્લભ મૂઢ મુજ સમ છે થવા;
દિન અંધ ધીરજવાન બચ્ચું ઘૂડનું જે તેહથી,
નહિ સૂર્ય કેરા રૂપને વર્ણી શકાશે સ્નેહથી. ૩.
અનુભવ કરે તુજ ગુણતણો જન મોહના ટળવા થકી,
નહિ પાર પામે નાથ તે પણ આપ ગુણ ગણતાં કદી,
જ્યમ પ્રલયકાળ વડે ખસેલા જળથકીજ સમુદ્રના,
ખુલ્લા થયેલા રત્ન ઢગલા કોથી માપી શકાય ના. ૪.
દેદીપ્યમાન અસંખ્ય ગુણની ખાણ નાથ તમારી હું,
આરંભતો કરવા સ્તુતિ પણ મંદ બુદ્ધિમાન છું !!!
શું બાળ પણ કે'તું નથી ? લંબાવી બેઉ હાથને,
નિજબુદ્ધિના અનુસારથી ઉદધિતણા વિસ્તારને. ૫.
હે ઇશ ! યોગી પણ તમારા ગુણ જે ન કહી શકે,
સામર્થ્ય મારૂં કયાંથી વર્ણન મુજથી તેનું થઇ શકે;

વિચાર વિભુનું કાર્ય આ, દેખાય મારૂં તેહથી,
પણ પક્ષી શું પોતાતણી ભાષા કહો વદતાં નથી ? ૬.
અતિશય મહિમાવાન સ્તુતિ આપની હો જિનરે,
પણ આપ નામ ત્રિલોકની સંસારથી રક્ષા કરે;
જયમ ગ્રીષ્મકેરા તીવ્ર તાપ વડે મુસાફર જે દુઃખી,
તે થાય પદ્મતળાવના શીતલ સમીર થકી સુખી. ૭.
અંતર વિષે હે નાથ આવો આપ જવ પ્રાણીતણા,
દઢ કર્મબંધન પણ શિથિલ ક્ષણમાંહ્ય થાયજ તેમનાં;
ચંદનતણા વૃક્ષોની મધ્યે વનમયૂરો આવતા,
વિંટાયલા સર્પો શિથિલ તત્કાલ જે રીતે થતા. ૮.
દર્શન અહો જિનેંદ્ર ! માત્ર મનુષ્યને જો થાય છે,
તો સેંકડો દુઃખ ભય ભરેલાં સ્હેજમાં ટળી જાય છે;
ગોવળ કિંવા સૂર્ય તેજસ્વી તણા દીઠા થકી,
પશુઓ મૂકાયે સદ્ય જેવાં ન્હાસતા ચોરો થકી. ૯.
તારક તમે જિનરાજ ! કેવી રીતથી સંસારીના ?
તમને હૃદયમાં ધારી ઉલટા તારતા સંસારીઓ !!
આશ્ચર્ય છે પણ ચર્મ કેરી મસકથી સાચું ઠરે,
અંદર ભરેલા વાયુના આધારથી જળને તરે !! ૧૦.
હરિ, હર બ્રહ્માદિનાજ પ્રભાવને જેણે હણ્યો,
ક્ષણમાત્રમાં તે રતિપતિને, સ્હેજમાં આપે હણ્યો;
જે પાણી અગ્નિ અન્યને, બુઝાવતું પળવારમાં,
તે પાણીને વડવાનળે, પીધું ન શું ક્ષણવારમાં ? ૧૧.
હે સ્વામિ અતિશય ભારવાળા, આપને પામ્યા પછી,
કેવી રીતે પ્રાણી અહો, નિજ હૃદયમાં ધાર્યા થકી;

અતિ લઘુપણે ભવરૂપ દરિયો સ્હેજમાં તરી જાય છે,
અથવા મહાનજનો તણો મહિમા અચિંત્ય ગણાય છે. ૧૨
હે પ્રભુ જ્યારે પ્રથમથી આપે હણ્યો'તો ક્રોધને,
આશ્ચર્ય ત્યારે કેમ બાળ્યા કર્મરૂપી ચોરને?
અથવા નહીં આ અવીનમાં શું, દેખવામાં આવતું?
શીતળ પડે જે હિમ તે લીલાં વનોને બાળતું!! ૧૩.
હે જિન! યોગી આપને પરમાત્મ રૂપેથી સદા,
નિજ હ્રદય કમળે જ્ઞાનરૂપી ચક્ષુથી અવલોકતા;
શું પુનિત નિર્મળ કાંતિવાળા કમળનું બી સંભવે,
કદી કમળ કેરી કર્ણીકાના મધ્યવિણ બીજે સ્થળે? ૧૪.
ક્ષણમાત્રમાં જિનરાજ! ભવિજન આપ કેરા ધ્યાનથી,
પામે દશા પરમાત્મની તજી દેહને પ્રભુ જ્ઞાનથી;
જ્યમ તીવ્ર અગ્નિ તાપથી મિશ્રિત ધાતુ હોય તે,
પથ્થરપણાને ત્યાગીને તત્કાળ સોનું થાય છે!! ૧૫.
હે જિન! હમેશાં ભવ્યજન જે દેહના અંતર વિષે,
ધરતા તમારૂં ધ્યાન તેનો નાશ કરતા કેમ તે?
અથવા સ્વભાવ મહાનજન મધ્યસ્થનો એવો સદા,
વિગ્રહતણો કરી નાશ ને શાંતિ પ્રસારે ઉભયથા. ૧૬.
નહિ ભેદ હે પ્રભુ, આપને આત્મા વિષે એ બુદ્ધિથી,
ચિંતન કરે પંડિત અહીં તે, આપ સમ થાયે નહી;
જે જળ વિશે શ્રદ્ધા થકી, અમૃતતણું ચિંતન કરે,
તે જળ ખરેખર વિષના, વિકારને શું ના હરે? ૧૭.
તમનેજ અજ્ઞાને રહિત પરધર્મી પણ નામાંતરે,
વિભુ હરિહરાદિક બુદ્ધિથી નિશ્ચય કરી પામે ખરે;

કમળાતણા રોગેથી જેનાં નેત્ર પ્રભુ પીળાં રહે,
તે સાફ ધોળા શંખને ગણી, અન્ય વર્ણી નહીં ગ્રહે? ૧૮.
ધર્મોપદેશતણા સમયમાં આપના સહવાસથી,
તરૂ પણ અશોકજ હોય, માનવી હો ભલે તેવાં પછી;
પ્રાતઃસમય રળિયામણો દિનરાય જગમાં ઊગતાં,
વૃક્ષો સહિત જીવ લોક સર્વે થાય નહિ શું જાગતાં. ૧૯.
ચારે તરફ જે ગાઢ દૈવી પુષ્પની વૃષ્ટિ પડે;
આશ્ચર્ય શાનું તેમનાં ડીંટો નીચે મોઢે રહે,
કયમકે મુનીશ્વર આપનું સાન્નિધ્ય જબ પામાય છે;
પંડિત અને પુષ્પોતણાં બંધન અધોમુખ થાય છે !! ૨૦.
જે આપના ગંભીર હ્રદય-સમુદ્રમાંથી ઉપજે,
તે વાણીમાં અમૃતપણું, લોકો કહે તે સત્ય છે;
કાંકે પરમ આનંદ સંગ ભજી અને તેને પીતાં,
જીવ ભવ્ય અતિશય શીઘ્ર અજરામરપણાને પામતા. ૨૧.
દેવો વીંઝે જે પવિત્ર ચામર સ્વામિ, આપ સમીપ તે,
હું ધારૂં છું નીચા નમી ઊંચા જતા એમજ કહે;
મુનિશ્રેષ્ઠ એવા પાર્શ્વને જે નમન કરશે સ્નેહથી,
તે શુદ્ધભાવી ઉર્ધ્વગતિને પામશે નિશ્ચય થકી. ૨૨.
સુવર્ણ રત્નોથી બનેલા ઊજળા સિંહાસને,
ગંભીર વાણીવાન રૂપે શ્યામ સ્વામી આપને;
ઉત્સુક થઇને ભવ્યજન રૂપી મયૂરો નિરખે,
મેરૂશિરે અતિ ગાજતા નવમેઘ સમ પ્રીતિ વડે !! ૨૩.
ઊંચે જતી તુમ શ્યામ, ભામંડળતણી કાંતિ વડે,
લોપાય રંગ અશોક કેરા પાનનો સ્વામી ખરે;

પ્રાણી સચેતન તો પછી, વીતરાગ આપ સમાગમે,
રે કોણ આ સંસારમાં રાગે રહિત નહીં બને ? ૨૪.
"રેરે પ્રમાદ તજી અને આવી ભજો આ નાથને,
એ મોક્ષપુરિ પ્રત્યે જતા વ્યાપારી શ્રી જિનરાજ છે !"
સુરદુંદુભિનો શબ્દ જે આકાશમાં વ્યાપી રહે,
હું માનું છું હે દેવ ! તે ત્રિલોકને એમજ કહે. ૨૫.
હે નાથ ! આ ત્રૈલોકયમાં ઉદ્યોત આપ તણો થયો,
તારા સહિત આ ચંદ્રમા, તવ હીણ અધિકારી ઠર્યો;
મોતી સમૂહે શોભતાં ત્રણ છત્રના મીશે કરી.
(તે) આવ્યો પ્રભુની પાસ નક્કી રૂપ ત્રણ જાણે ધરી !! ૨૬.
કીર્તિ, પ્રતાપજ, કાંતિ કેરા સમૂહથી ત્રૈલોકય આ.
ગોળારૂપે ભગવાન ! જયમ આપે પૂરેલાં હોય ના !
રૂપું, સુવર્ણ અને વળી માણિકયથી નિર્મિત ખરે,
ચોપાસથી શોભી રહ્યા ત્યમ આપ ત્રણ કિલ્લા વડે !! ૨૭.
દેવેન્દ્ર નમતા તેમના રત્ને રચિત પણ મુગટને,
તજીને પડે છે, દિવ્યમાળા, આપના પગ ઉપર એ;
અથવા સમાગમ સુમનસોને આપનો મળતે છતે,
બીજે સ્થળે રમતાજ નથી જિનરાજ તે બહુ યોગ્ય છે. ૨૮.
હે નાથ ! આ સંસાર-સાગરથી તમે વિમુખ છતે,
નિજ આશ્રિતોને તારતા, વિશ્વેશ તે તો યોગ્ય છે;
લોકો તરે માટીતણા ઘટ કર્મ પાક સહિતથી,
આશ્ચર્ય વિભુ ! પણ આપ તો છો રહિત કર્મવિપાકથી. ૨૯
વિશ્વેશ, જનપાલક ! છતાં પણ આપ દુર્ગત દીસતા,
હે ઇશ ! અક્ષર છો, તથાપિ રહિત લીપિ સર્વથા !

વળી દેવ ! છે અજ્ઞાનીને પણ તારનાર સદૈવ જે !
વિચિત્ર તે ત્રિલોક બોધક જ્ઞાન આપ વિષે સ્ફુરે !! ૩૦.

આકાશ આચ્છાદિત કરે એવી અતિશય ધૂળ જે,
શઠ કમઠ દૈત્યે ક્રોધથી ઉરાડી સ્વામિ આપને;
છાયા પરંતુ નાથ ! તેથી આપની ઢંકઈ નથી !!
ઉલટો છવાયો દુષ્ટ પોતે કૃત્ય પોતાના થકી !! ૩૧.

વિજળી સહિત ઘનઘોર મૂશળધારથી વળી વર્ષતો,
વર્ષાદ દુસ્તર કમઠ દૈત્યે, છોડિયો પ્રભુ ગાજતો;
તેણે અહો જિનરાજ ! ઉલટું રૂપ ત્યાં સ્હેજે ધર્યું,
તિક્ષણ છુરી તલવાર કેરૂં, કામ તે સામું કર્યું !! ૩૨.

વિકાળ ઊંચા કેશ લટકે માળ શબના શિરની,
ભયકારી અગ્નિ મુખ વિષેથી નીકળે જેના વળી;
એવો સમુહ પિશાચનો જે આપ પ્રત્યે પ્રેરિયો,
હે દેવ ! પ્રતિભવ દુઃખકારી તેહને તે તો થયો. ૩૩.

હે ત્રણ ભુવનના નાથ ! જેઓ અન્ય કાર્યો છોડીને,
ત્રિકાળ વિધિવત પૂજતા તુજ ચરણને ચિત જોડીને;
વળી ભક્તિના ઉલ્લાસથી રોમાંચવાળો દેહ છે,
આ પૃથ્વીમાં તે ભવ્યજનને હે પ્રભુજી ! ધન્ય છે. ૩૪.

હે મુનીશ આ સંસારરૂપ અપાર સાગરને વિષે,
હું માનું છું તુમ નામ નહિ મુજ શ્રવણમાં આવ્યું હશે;
શુણ્યા છતાંય પવિત્ર મંત્ર રૂપી તમારા નામને,
આપત્તિ રૂપી સર્પિણી શું સમીપમાં આવી શકે ? ૩૫.

હે દેવ જન્માંતર વિષે પણ આપના બે ચરણ જે,
બળવાન ઇચ્છિત આપવે તે, મેં નહીં પૂજ્યા હશે;

હે મુનીશ હું તેથી કરીને જરૂર આ ભવને વિષે,
સ્થળ હૃદયવેધક પરાભવનું તે થયો જાતે દીસે. ૩૬.

નિશ્ચય અરે! મોહાંધકારે વ્યાપ્ત એવા નેત્રથી,
પૂર્વે કદી મેં એક વેળા પણ પ્રભુ જોયા નથી;
કેવી રીતે થઇ હૃદયભેદક અન્યથા પીડે મને?
બળવાન બંધનની અતિ વાળા અનર્થો શરીરને. ૩૭.

કદી સાંભળ્યા, પૂજ્યા ખરેખર, આપને નિરખ્યા હશે,
પણ પ્રીતિથી ભક્તિવડે નહિ હૃદયમાં ધાર્યા હશે;
જન બંધુ! તેથી દુઃખપાત્ર થયેલ છું ભવને વિષે,
કાંકે ક્રિયા ભાવેરહિત નહિ આપતી ફળ કાંઇએ. ૩૮.

સુખકારી શરણાગત પ્રભુ, હિતકારી જન દુખિયા તણા,
હે યોગિયોમાં શ્રેષ્ઠ સ્થળ કરૂણા અને પુણ્યજ તણા;
ભકિત થકી નમતો હું તે માહેશ મારા ઉપરે,
તત્પર થશો દુઃખ અંકુરોને ટાળવા કરૂણા વડે. ૩૯.

અગણિતબળનું શરણ ને વળી શરણ કરવા યોગ્ય જે,
અરિ નાશથી થઇ કીર્તિ એવા આપના પગ કમળને;
શરણે છતાં પણ ભુવન પાવન, ધ્યાનથી કદી હીણતો,
છું પ્રથમથીજ હણાયલો હણવાજ માટે યોગ્ય જો. ૪૦.

હે અખિલ વસ્તુ જાણનારા! વંદ્ય! હે દેવેન્દ્રને,
સંસારના તારક! અને ભુવનાધિનાથ! પ્રભુ! તમે;
ભયકારી દુઃખ દરિયા થકા આજે પવિત્ર કરો અને;
કરૂણાતણા હે સિંધુ! તારો દેવ! દુખિયાને મને. ૪૧.

હે નાથ! આપ ચરણકમળની નિત્ય સંચિત જે કરી,
તે ભકિત કેરી સંતતિનું હોય ફળ કદી જો જરી,

તો શરણ કરવા યોગ્ય ! માત્રજ, આપને શરણે રહ્યો,
તે અહીં અને ભવ અન્યમાં પોતેજ મુજ સ્વામી થજો! ૪૨
એ રીતથી રૂડે પ્રકારે સ્થીર બુદ્ધિવાન ને,
અતિ હર્ષથી રોમાંચી જેના શરીર કેરાં અંગ તે,
તુજમુખકમળ નિર્મળ વિષે જિનેંદ્ર ! બાંધી દ્દષ્ટીને,
જે ભવ્યજન હે પ્રભુ ! રચે છે, આપ કેરી સ્તુતિને. ૪૩.

પુષ્પિતાગ્રા છંદ.

જન નયન કુમુદચંદ્ર સ્વામી,
ચળકતી સંપદ સ્વર્ગનીજ પામી;
નિરમળ મનના થવા થકી એ,
તુરત જશે જન મોક્ષને વિષે તે. ૪૪.

# विषापहारस्तोत्र भाषा ।

દોહા.

આત્મ લીન અનન્ત ગુણ, સ્વામી ઋષભ જિનેંદ્ર,
નિત પ્રતિ બન્દત ચરણ યુગ, સુર નાગેંદ્ર નરેંદ્ર. ૧.

ચોપાઇ.

વિશ્વ સુનાથ વિમલ ગુણ ઇશ, [illegible] વન્દો જિન વીસ,
ગણધર ગૌતમ શારદ માય, વર દીજે [illegible] બુદ્ધિ સહાય-૨
સિદ્ધ સાધુ સત ગુરૂ આ[illegible] કરૂં કવિત્ત આત્મ ઉપકાર,
વિષાપહાર સ્તવન ઉદ્ધાર, સુ[illegible] ઓષધી અમૃતસાર-૩
મેરા મંત્ર તુમ્હારા નામ, તુમ[illegible]ડ ગરૂડ સમાન,
તુમસમ વૈદ્ય નહીં સંસાર તુમ [illegible] તિહું લોક મોઝાર-૪

તુમ વિષહરણુ કરન જગ સન્ત, નમોં નમોં તુમ દેવ અનંત,
તુમ-ગુણુ મહિમા અગમ અપાર, સુરગુરૂ શેષ લહે નહિ પાર-૫
તુમ પરમાતમ પરમાનંદ, કલ્પવૃક્ષ મહ સુખકે કન્દ,
મુદિત મેરૂ નય મંડિત ધીર; વિદ્યાસાગર ગુણુ ગંભીર-૬

તુમ દધિ મથન મહાબરબીર, સંકટ વિકટ ભય ભંજન ભીર,
તુમ જગ તારણુ તુમ જગદીશ, પતિત ઉધારણુ વિશ્વે વીશ-૭
તુમ ગુણમણિ ચિન્તામણિ રાશિ. ચિત્રબેલિ ચિતહરણુ ચિતાસ,
વિઘ્ન હરણુ તુમ નામ અનૂપ, મન્ત્ર યન્ત્ર તુમ હી મણિરૂપ-૮
જૈસે વજ્ર પર્વત પરિહાર, ત્યોં તુમ નામ જુ વિષાપહાર,
નાગ દમન તુમ નામ સહાય, વિષહર વિષ નાશક ક્ષણુમાય-૯
તુમ સુમરણુ ચિન્તે મનમાહિ, વિષ પીવે અમૃત હોજાહિ,
નામ સુધા રસ વર્ષે જહાં પાપ પંક મલ રહે ન તહાં -૧૦
જ્યોં પારસકે પરસે લોહ, નિજગુણુ તજ કંચન સમ હોહિ,
ત્યોં તુમ સુમરણુ સાધે સૂંચ, નીચ જો પાવે પદવી ઊંચ-૧૧
તુમહિ નામ ઔષધિ અનુકૂલ, મહામન્ત સરજીવન મૂલ,
મૂરખ મર્મ ન જાને ભેવ, કર્મ-કલંક દહન તુમ દેવ-૧૨
તુમ્હીં નામ ગારૂડ ગહગહે, કાલ ભુજંગમ કૈસે રહે,
તુમ્હીં ધનંતર હો જિનરાય, મરણુ ન પાવે કો તુમઠાય-૧૩
તુમ સૂરજ ઉદયાઘટ જાસ, સંશય શીત ન વ્યાપે તાસ,
જીવે દાદુર વર્ષે તોય, સુન સુણુ બાણી સરજીવન હોય-૧૪
તુમ બિન કૌન કરે મુઝ સાર, તુમ બિન કૌન ઉતારે પાર,
દયાવન્ત તુમ દીનદયાલ, તુમ કર્તા હર્તા કિરપાલ-૧૫
શરણુ આયો તુમ્હરી જિનરાજ, અબ મો કાજ સુધારો આજ,
મેરે યહ ધન પૂંજી પૂત, સાહ કરે ઘર રાખો સૂત-૧૬

કરો વિનતી વારંવાર, તુમ વિન કૌન ઉતારે પાર,
તુમબિન જિનવર જગમેં ધીર, તુમવિન કો મેટે મમ પીર-૧૭
વિગ્રહ ગ્રહ દુખવિપતિ યોગ, ઔર જુ ઘોર જલંધર રોગ,
ચરણ કમલ રજ ટુક તન લાય કુષ્ટ વ્યાધિ દીરઘ મિટ જાય-૧૮

મેં અનાથ તુમ ત્રિભુવન નાથ, માતપિતા તુમ સજ્જન સાથ,
તુમસા દાતા કોઈ ન આન, ઔર કહાં જાઉં ભગવાન-૧૯
પ્રભુજી પતિત ઉધારન આહ, વાંહ ગહે કી લાજ નિભાહ,
જહાં દેખો તહાં તૂ હી આય, ઘટ ઘટ જ્યોતિ રહી ઠહરાય-૨૦

બાટ સુઘાટ વિષમ ભય જહાં, તુમ બિન કૌન સહાઇ તહાં,
બિકટ વ્યાધિ વ્યંતર જલ દાહ, નામ લેત ક્ષણ માંહિ વિલાહ-૨૧
આચાર્ય માનતુંગ અવસાન, સંકટ સુમિરો નામ નિધાન,
ભકતામરકી ભક્તિ સહાય, પ્રણ રાખે પ્રગટે તિસ ઠાય-૨૨

યુગલ એક નૃપ વિગ્રહ ઠયો, વાદિરાજ નૃપ દેખન ગયો,
એકી ભાવ કિયો નિસંદેહ, કુષ્ટ ગયો કંચન સમ દેહ-૨૩
કલ્યાણ મંદિર કુમુદચન્દ્ર ઠયો, રાજા વિક્રમ વિસ્મય ભયો,
સેવક જાન તુમ કરી સહાય, પાર્શ્વનાથ પ્રગટે તિસ ઠાય-૨૪

ગઇ વ્યાધિ વિમલ મતિ લહી, તહાં કુનિ સંનિધિ તુમહી કહી,
ભવસુદત્ત શ્રીપાલ નરેશ, સાગર જલ સંકટ સુ વિશેષ-૨૫
તહાં પુનિ તુમહી ભયે સહાય, આનન્દસે ઘર પહુંચે જાય,
સભા દુઃશાસન પકડો ચીર, દ્રૌપદી પ્રણ રાખો કર ધીર-૨૬

સીતા લક્ષ્મણ દીનો સાજ, રાવણ જીત વિભીષણ રાજ,
શેઠ સુદર્શન સાહસ દિયો, શૂલીસે સિંહાસન કિયો-૨૭
વારિષેણ નૃપ ધરિયો ધ્યાન, તતક્ષણ ઉપજો કેવલજ્ઞાન,
સિંહ સર્પાદિક જીવ અનેક, જિન સુમિરે તિન રાખી ટેક-૨૮

એસી કીરતિ જિનકી કહું, સાહ કહે શરણાગત રહું,
ઈસ અવસર જીવે યહ બાલ, મુઝ સંદેહ મિટે તત્કાલ-૨૯
બન્દી છોડ વિરદ મહારાજ, અપના વિરદ નિબાહો આજ,
ઔર આલંબન મેરે નાહિં, મૈં નિશ્ચય કીનો મન માંહિં-૩૦
ચરણ કમલ છોડો ના સેવ. મેરે તો તુમ સતગુરૂ દેવ,
તુમ હી સૂરજ તુમ હી ચંદ, મિથ્યા મોહ નિકન્દન કન્દ-૩૧
ધર્મ ચક્ર તમ ધારણ ધીર, વિષહર ચક્ર બિડારન વીર,
ચોર અગ્નિ જલ ભૂત પિશાચ, જલ જંઘમ અટવી ઉદવાસ-૩૨
દર દુશમન રાજા હોય, તુમ પ્રસાદ ગર્જે નહીં કોય,
હય ગય યુદ્ધ સવલ સામંત, સિંહ શાર્દૂલ મહા ભયવંત-૩૩
દઢ બંધન વિગ્રહ વિકરાલ, તુમ સુમરત છૂટે તત્કાલ,
પાંચન પનહીં નમક ન નાજ, તાકો તુમ દાતા ગજરાજ-૩૪
એક ઉથાપ થપ્યો પુન રાજ, તુમ પ્રભુ બડે ગરીબ નિવાજ,
પાનીસે પૈદા સબ કરો, ભરી ડાલ પુનઃ ગી તે ભરો-૩૫
હર્તા કર્તા તુમ કિરપાલ, કીડી કુંજર કરત નિહાલ,
તુમ અનંત અલ્પ મૌ જ્ઞાન, કહં લગ પ્રભુજી કરો બખાન-૩૬
આગમ પંથ ન સૂઝે મોહિ, તુમ્હરે ચરણ વિના કિમ હોહિ,
ભયે પ્રસન્ન તુમ સાહસ કિયો, દયાવંત તબ દર્શન દિયો-૩૭
સાહ પુત્ર જબ ચેતન ભયો, હંસત હસત વહ ઘર તબ ગયો,
ધન્ય દર્શન પાયો ભગવંત, આજ અંગ સુખ નયન લસત-૩૮
પ્રભુકે ચરણ કમલ મૈં નયો, જન્મ કૃતારથ મેરો ભયો,
કર યુગ જોડ નવાઉં શીસ, મુજ અપરાધ ક્ષમો જગદીશ-૩૯
સત્રહસો પન્દ્રહ શુભ થાન, નારનાલ તિથિ ચૌદસ જાન,
પઢે સુને તહાં પરમાનન્દ, કલ્પવૃક્ષ ગહા સુખ કંદ-૪૦

અષ્ટ સિદ્ધિ નવ નિધિ સો લહૈ, અચલકીર્તિ આચાર્ય કહૈ,
યાસે પઢો સુનો સબ કોઇ, મન વાંછિત ફલ સહજે હોઇ-૪૧

દોહા.

ભય ભંજન રંજન જગત, વિષાપહાર અભિરામ;
સંશય તજ સુમરો સદા, શ્રી જિનવરકો નામ-૪૨



# स्वयंभूस्तोत्र भाषा।

ચોપાઈ.

રાજ્યવિષે જુગલન સુખ કિયા, રાજ્યત્યાગ ભવિ શિવપદ દિયા,
સ્વયંબોધ સ્વયંભૂ ભગવાન, બંદોં આદિનાથ ગુનખાન-૧
ઈંદ્રછીર સાગર જલ લાય, મેરૂ ન્હુલાએ ગાય બજાય,
મદન વિનાશક સુખકરતાર, વંદોં અજિત અજિત પદ ધાર-૨
શુક્લધ્યાનકરિ કરમ વિનાશ, ઘાતિ અઘાતિ સકલદુખરાસ,
લહ્યો મુક્તિપદ સુખ અવિકાર, બંદોં સંભવ ભવદુખ ટાર-૩
માતા પશ્ચિમ રયનમઝાર, સુપને સોલે દેખે સાર,
ભૂપ પૂછિ ફલ સુન હરખાય બંદો અભિનંદન મન લાય-૪
સબ કુવાદવાદી સિરદાર, જીતે સ્યાદવાદ ધુનિ ધારિ,
જૈન ધરમ પરકાશક સ્વામ, સુમતિદેવ પદ કરોં પ્રણામ-૫
ગરભ અગાઉ ધનપતિ આય, કરી નગર શોભા અધિકાય,
બરષૈં રતન પંચદશ માસ, નમોં પદમ પ્રભુ સુખકી રાસ-૬
ઈંદ્ર ફનિંદ્ર નરિંદ્ર ત્રિકાલ, બાની સુનિ સુનિ હોહિં ખુશાલ,
બારહ સભા જ્ઞાનદાતાર, નમોં સુપારસનાથ નિહાર-૭

સુગુન છિયાલિસ હે તુમ માહિં, દોષ અઠારહ કોઉ નહિં,
મોહ મહાતમ નાશક દીપ, નમોં ચંદપ્રભુ રાખ સમીપ-૮
બારહ વિધ તપ કરમ વિનાસ, તેરહ ભેદ ચરિત પરકાસ,
નિજ અનિચ્છ ભવિ ઇચ્છક દાન, બંદો પહુપદંત મન આન-૯
ભવિ સુખદાય સુરગતેં આય, દસબિધ ધર્મ કહ્યો જિનરાય,
આપ સમાન શવનિ સુખદેહ, બંદો શીતલ ધરિ મન નેહ-૧૦
સમતા સુધા કોપવિષનાશ, દ્વાદશાંગ બાની પરકાશ,
ચારિ સંઘ આનંદદાતાર, નમોં શ્રેયાંસ જિનેસુર સાર-૧૧
રતનત્રય સિર મુકુટ વિશાલ, શોભૈ કંઠ સુગુન મનિમાલ,
મુક્ત-નારિ-ભરતા ભગવાન, વાસુપૂજ્ય બંદો ધરિ ધ્યાન-૧૨
પરમ સમાધિ સરૂપ જિનેશ, ગ્યાની ધ્યાની હિત ઉપદેશ,
કરમનાશ શિવસુખ વિલસંત, વંદોં વિમલનાથ ભગવંત-૧૩
અંતર બાહર પરિગ્રહ ડાર, પરમ દિગંબર વ્રતકો ધાર,
સરવ જીવ હિત રાહ દિખાય, નમોં અનંત વચન મન કાય-૧૪
સાત તત્વ પંચાસ્તિ કાય, અરથ નવોં છે દરવ બહુ ભાય,
લોક અલોક સકલ પરકાશ, બંદોં ધર્મનાથ અઘ નાશ-૧૫
પંચમચક્રવર્તિ નિધિ ભોગ, કામદેવ દ્વાદસમ મનોગ,
શાંતિકરન સોલમ જિનરાય, શાંતિનાથ બંદોં હરખાય-૧૬
બહુ શ્રુતિ કરે હરષ નહિ હોય, નિંદે દોષ ગ્રહૈં નહિ સોય,
શીલવાન પરબ્રહ્મસ્વરૂપ, બંદો કુંથુનાથ શિવ ભૂપ-૧૭
બાહર ગન પૂજે સુખદાય, શ્રુત વંદના કરેં અધિકાય,
જાકી નિજ શ્રુતિ કબહું ન હોય, બંદો અર જિનવર પદ દોય-૧૮
પરભો રતનત્રય અનુરાગ, ઇંસ ભૌ વ્યાહ સમૈ વૈરાગ,
બાલબ્રહ્મ પૂરન વ્રત ધાર, વંદોં મલ્લિનાથ જિતમાર-૧૯

વિન ઉપદેશ સ્વયં વૈરાગ, શ્રુતિ લૌકાંત કરે પગ લાગ,
'નમઃસિદ્ધ' કહિ સબ વ્રત લેહિં, બંદૌ મુનિસુવ્રતવ્રત દેહિં-૨૦
શ્રાવક વિદ્યાવંત નિહાર, ભગતિભાવસોં દિયો અહાર,
વરખે રતનરાશિ તતકાલ, વંદૌ નમિ પ્રભુ દીનદયાલ-૨૧
સબ જીવનકી વંદી છોર. રાગ દોષ દોઉ બંધન તોર,
રજમતિ તજિ શિવતિયસોં મિલે નેમિનાથ બન્દૌ સુખનિલે-૨૨
દૈત્ય કિયો ઉપસર્ગ અપાર, ધ્યાન દેખિ આયો ફનિધાર,
ગયો કમઠ શઠ મુખકરિ શ્યામ, નમોં મેરૂસમ પારસ સ્વામ-૨૩
ભવસાગરતૈં જીવ અપાર, ધરમપોતમૈં ધરે નિહાર,
ડૂબત કાઢે દયા વિચાર. વર્ધમાન બંદૌ બહુ બાર-૨૪

દોહા.

ચૌવીસોં પદકમલ જુગ, બંદૌ મન વચ કાય,
દ્યાનત પઢૈ સુનૈં સદા, સો પ્રભુ ક્યોં ન સહાય-૨૫



# एकीभाव भाषा.

દોહા.

વાદિરાજ મુનિરાજકે, વદયૌ સુહિત ઉદગ્રાર,
સ્વપરરૂપ અનુભવ કથા, કહત સ્વપર હિતકાર.

ચોપાઇ.

એકીભાવ ભયો મુઝ માહિં, કરમ પ્રબંધ આદિ કહું નાહિં,
સો ભવભવગત અતિ દુઃખ કરે, દુર્નિવાર વાર્યૌ નહિં પરે-૧
તાકેં અર દુઃખકેં જિન સૂર, દૂર કરે તુઝ ભગતિ વચૂર,
તો અબ કૌન તાપકરિ ભૂરિ, જો ન ભગતિ દુઃખ કર હૈ દૂરિ-૨

જોતીરૂપ પાપતમ નાસ, તૂ જિનરવિ ચિર મુનિવર ભાસ,
મેરે ચિતમંદિરમેં આય, પ્રગટ વિભાસમાન સુખદાય-૩
તો કહુ તો બુદ્ધિ કૈસે બને, પાપ અંધાર વસતુ જો ભને,
નાશૈં ઇહ નિહચૈ પરમાન, આપ આપ પર પર પદ આન-૪
આનંદ આંસુ ધોય મુખ નૈન. જો ગદગદ ભાષૈ જિનબૈન,
સ્તોત્ર મંત્ર કરિ દઢતા ધરે, શ્રી જિનરાજ રૂપ અનુસરે-૫
તાકે અ્યાસ કરત ચિરકાલ, દેહરૂપ બાંબઇકે વ્યાલ,
વ્યાધિરૂપ જે વસહિં અનાદિ, તે ભજી જાંહિ ન ઉપજે સાદિ-૬
સુરગ લોકતેં ષણ્માસાવ, પહલહિં ભૂમિ હોત વરસાવ,
અથવા સકલ કનકમય હોય, જિન આગમન કહૈ સબ કોય-૭
મેરે હૃદય કમલ પ્રાસાદ, રૂચિકર ધ્યાનદ્વાર આલ્હાદ,
વસત દેવ તુહ કોન કહાવ, જો સેવન વપુ હોય લખાય-૮
સકલ લોકકા તૂ ભગવાન, વિના પ્રયોજન બંધુ સુજાન,
સકલ પદારથ ભાસકભાસ, તુઝમેં વસૈ અબાધ વિલાસ-૯
ભગતિરચિત સજ્યા મો હૃદય, તામૈં તૂ અધિવાસી સદય,
તો તહં કહાં કલેસ કરૂર, વસતુ સહારિ સકૈ જિનસૂર-૧૦
જનમ મરન અટવી સંસાર, ભ્રમત ભ્રમત ગત કાલ અપાર,
તામેં તુવ નયકથા સરૂપ, અમૃતવાપિકા લસૈ અનૂપ-૧૧
ભગતિભાવ સીતલ જર ભરી, સ્યાદવાદ નિરમલતા કરી,
તામે મગન ભયો હું આય, કયોં મુઝ દુઃખદાવા ન મિટા-૧૨
પ્રભુ તુવ પાવન ઉદયવિહાર, પદકમલનિતરિ કમલ સમાર,
તાતે હેમ કમલ આવાસ, લસેં સુરભિ તરૂકમલાવાસ-૧૩
મૈં પ્રભુ સર્વ અંગકરિ ધરયો, પ્રભુ કુનિ સકલ અબ અવતરયો,
તો કહું કૌન શ્રેય મુઝ રહ્યો, જો દિન દિન હોઈ ન લહલહ્યો-૧૪

દુરનિવાર મદ મદનિકંદ, ત્રિભુવનપતિ બંદિત સુખકંદ,
જો તુવ દર્શનધારી જીવ, તુવ વચનામૃત ધરે સદીવ-૧૫
અરૂ કુનિ કરમ કુવનમેં રહે, પરમ આનંદ ધામ સંગ્રહે;
તાકેં ક્રૂરાકાર ઉપાધિ, કંટકરૂપ કહાં હે વ્યાધિ-૧૬
પાષાણાતમ ઇતર સમાન, માનસ્તંભ રતન પરધાન;
પુદ્ગલ પુંજદૃષ્ટિ જો પરૈ, માન રોગ માની પરિહરૈ-૧૭
તો યહ માનથંભકો હેતુ, પ્રભુ સમીપતા પરગટ હેતુ,
યાતે હમ અવધારી જાનિ, પરમાતમ પદ સબ સુખખાનિ-૧૮
જિનતનુ શૈલ પરસિ જો વાઉ, વહે સકલ જન સુખ ઉપજાઉ;
યદપિ હિયેમહિ પૈઠિ ન વહે, તદપિ રૂજારજ રંચ ન રહે-૧૯
જાકે હિયે કમલ જિનદેવ, ધ્યાનાહુત, વિરાજિત એવ;
તાકે કૌન રહા ઉપગાર, જિન આતમનિધિ પાઇ સાર-૨૦
તુમ જાનત હો દીનદયાલ, જો મુઝ ભવભવ દુઃખ વિકરાલ;
જબ જબ વહ દુખ હું ચિતિ કરોં, તબ તબ શસ્ત્રઘાત અનુસરોં-૨૧
તૂ સરવસ સરૂપ જિનરાજ, તેરો સરન ગહ્યો હમ આજ;
અબ જો જો કુછ કરણા હોઇ, સો પ્રમાણ કરિયે અબ લોઇ-૨૨
જીવકસેઠિ પઢે નવકાર, મરત સમય કૂકર અવધાર;
પાપાચારી તિરજગ જૌનિ, દેવલોક સુખ પાયૌ તૌનિ-૨૩
જો માનુષમનિ નિરમલ જાપ, નુતિપદ જપૈ વિગત ભવતાપ;
દેવરાજ શ્રી પ્રભુતા લહે, તો સંદેહ કવન નિરવહે-૨૪
સુધાજ્ઞાન સુવિચારિત હોય, અરૂ જો શ્રીજિન ભગતિ ન હોય;
જો અનવધિ સુખ પ્રગટન હાર, મુક્તિદ્વારકી કુંજી સાર-૨૫
તૌ કહુ કેસૈ મુક્તિ કપાટ, મોહ મુહરિ ખુલિ પાવૈ વાટ;
યાતેં સબ જન મુક્ અભિલાષિ, શ્રીજિનભક્તિ કરૌ જિનસાખિ-૨૬

અઘમય અંધકાર કરિ ભરી, મુક્તિપંથભૂ વિષમા ખરી;
જાતે લસેં કલેસ અગાધ, ચલિ કરિ સકે મહામુની સાધ-૨૭
તો મારગ ખુબ ચલિ હૈં કૌન, જિનવાની કરદીપક જોન;
તિનકે સકલ મનોરથ ફલેં, સ્યાદવાદ મારગ જો ચલેં-૨૮
અથ અનવધિ નીધિઆતમ જોતિ, દ્રષ્ટા કહું અનમિતિ સુખ હોતિ;
કરમ પહલ ભૂમહિં દવિ રહી, મિથ્યાદ્રષ્ટિ કબહું લહી-૨૯
જો તુવ ભગતિવંત પરવીન, તિન વહ નીધિ ખિનકર કરિ લીન;
સ્તોત્ર કુદાલ ભૂમિકા ખોદિ, બંધ પુરૂષ કઠિનાઇ નોદિ-૩૦
નય હિમગિરતેં ઉપજિ સુભાય, મોખ સુધાનીધિ પહૂંચી જાય;
ભગતિ નામ ગંગા સુરસરી, શ્રીજિન ચરણ કમલ અનુચરી-૩૧
તામેં મં ચેતન રૂચિવંત, ન્હાય ધ્યેય કીનો અઘ અંત;
તા કહું કલમષ સુઝ કહૈં રહા, જો સંશા ભાસે દુખ દહા-૩૨
પ્રગટ ભયે થિરપદ સુભ સાર, શ્રીજિનવર પદ અગમ અપાર,
જબ તુવ ધ્યાન ધરે મન લાય, તબહું તુમ ઇતિ દુવિધા જાય-૩૩
મિથ્યારૂપ યદપિ ઇહુ ભાવ, તાહૂ ત્રિપતિ અવિચલ ઉપજાવ;
દોષાતમ વાંછિત ફલ લહૈ, તુમ પ્રસાદતેં મુનિ જન કહૈ-૩૪
શ્રીજિનવાની ઉદધિ અગાધ, સપ્તભંગ લહરી વિનબાધ;
મિથ્યાવાદ મૈલ અપહરે, તીનિ ભવનમેં જો વિસ્તરે-૩૫
વાની ઉદધિ સુવિધિ અવગાહ, કરૈ વિબુધ મન અચલ નિવાહ;
બહુત સેવકરિ પાવૈ સોઇ, અમૃત સુધા પુનિ જનમ ન હોઇ-૩૬
જો સુભાવ તહિ હૈં અમનોગિ, સો મનોગિતા ચાહૈં જોગિ;
જો વૈરિ કરિ સંક્તિ રહૈ, સો નિત શસ્રપાણિ સંગ્રહૈ-૩૭
તૂ નિજ સહજ સુભગ સરવંગ, સકલ વૈરિ વિસરૈ તુવ સંગ;
તાતેં ભૂષણ વસન બનાવ, શસ્ર ગ્રહણ કયોં ઉપજૈ ચાવ-૩૮
ઇંદ્ર સેવ તુવ કરૈ સુભાય, ન કછું બડાઇ તુવ અધિકાય;
તાહીકી પ્રભુતા અતિ બઢી, એકાં ભવતારી ગુન મઢી-૩૯

તૂ તારક ભવજલ નિધિ નીર, સિદ્ધિવિલાસિનિપતિ વરવીર,
સકલલોક પ્રભુ તૂ ભગવાન, ઇહ વિધિ તુવ થુતિ અનુભવ માન-૪૦
વચનવરગના પુદ્ગલરૂપ, તૂ ચેતન આતમા અનૂપ,
યાતેં હમકૃત થુતિ ઉદગાર, કયોં કરિ તુમ મહિ વ્યાપનહાર-૪૧
પૈ તથાપિ તુમ વચનવિલાસ, ભગતિસુધા પૂરન પ્રતિભાસ,
ભવ્ય જીવકોં વાંછિત ફલૈ, ક્રમ ક્રમ પાપપુંજમલ ગલૈ-૪૨
નહિં જિન તુવ કહું કોપ કલેસ, નહિ પ્રસન્નતાકો પરવેસ,
અરૂ તુવ ચિત અતિપરમ ઉદાસ, નિરપેછક સબ જગતવિકાસ-૪૩
તદપિ ભવન સબ આજ્ઞાધીન, તુમ સમીપતા વૈરવિહીન,
ભુવનતિલક યહ પ્રભુતામાલ, તુવ વિન ઔર ન કહૂં ત્રિકાલ-૪૪
ભવ ત્રિદશગણિકા મંડલી, ગાવત તુવ કીરતિ મન રલી,
સકલ ચરાચર જ્ઞાયક જ્ઞાન, ઇહુ પ્રભુથુતિ જો કરે પ્રમાન-૪૫
તાકોં ખેમપંથકે જાત, કો મારગ નવિ ઠરિ હૈ ઘાત,
અરૂવહ તત્ત્વગરંથિનિ વિખૈ, મોહ ગહલતા રંચ ન દિખૈ-૪૬
નિરવધિ સુખદગબીરજબોધ, ઇહુ પરમાતમપદ અવબોધ;
સમય સમય જો જિન અનુભવૈ, પરમાદર મનવચકરિ નવૈં-૪૭
સો સુકૃત સિવ મારગ ઔર, તિતનેકરિ પુરવૈ સુખ ઠૌર,
પંચકલ્યાનક રચના માંડિ, શુદ્ધ હોય કરમનિકોં છાંડિ-૪૮
ભગતીમિત ઇંદ્રાદિક દેવ, પૂજિત પદ ત્રિભુવનકૃત સેવ,
તુવ થુતિ કરત ન પાવૈ અંત, સૂક્ષ્મજ્ઞાન ચરન દગવંત-૪૯
હમ મતિમંદ કહા થુતિ કરેં, પર થુતિ છલ આદર વિસ્તરેં,
સો આદર કલ્પદ્રુમ હોઇ, આતમીક સુખ કરિ હૈ સોઈ-૫૫

દોહા.

વાદિરાજ જિનરાજ અનુ, શાબ્દિક તાર્કિક લોક,
કાવ્યકાર સહકાર જગિ, જીવન 'હીર' સુધોક.

# सामायिक भाषापाठ.

## પ્રથમ પ્રતિક્રમણ કર્મ.

કાલ અનંત ભ્રમ્યોં જગમેં સહિયે દુઃખ ભારી,
જન્મ મરણ નિત કિયે પાપકો વ્હૈ અધિકારી;
કોડિ ભવાંતરમાંહિ મિલન દુર્લભ સામાયિક,
ધન્ય આજ મૈં ભયો યોગ મિલિયો સુખદાયક—૧

**અર્થ:**—અનંત કાળ સંસારમાં ભ્રમણ કરી ઘણાં મોટાં દુઃખો સહન કર્યાં, સદૈવ વારંવાર જન્મ ધર્યો, મરણ પામ્યો, અને ઘણાં મોટાં પાપો ઉત્પન્ન કર્યાં, તેમજ કરોડો ભવમા મહા ઉત્તમ ન મળી શકે એવું સામાયિક મળ્યુ તેથી આજે હું ભાગ્યવાન થયો કે મને આવો સુખદાયક અવસર આવ્યો.

હે સર્વજ્ઞ! જિનેશ! કિયે જે પાપ જુ મૈં અબ,
તે સબ મન વચ કાય યોગકી ગુપ્તિ વિના લભ;
આપ સમીપ હજૂર માંહિ મૈં ખડો ખડો સબ,
દોષ કહું સો સુનો કરો નઠ દુઃખ દેહિં જબ—૨

**અર્થ:**—હે પરમપૂજ્ય સર્વજ્ઞ દેવ! (ત્રિલોકના સમસ્ત પદાર્થ જાણવાવાળા) ગણધરાદિક-વન્દનીય જિનેન્દ્ર તીર્થંકર ભગવાન! મેં જે પાપો ઉત્પન્ન કર્યાં છે, તે સપૂર્ણ પાપો મન, વચન અને કાયા (દેહ)ને કબજે રાખ્યા વગર કર્યાં છે, તેથી હું આપની સામે ઉભો થઇને બે હાથ જોડીને મારા દોષાની આલોચના કરૂં છું, તે આપ દયાનિધિ-ગુણસાગર સાંભળો અને તે પાપોને દૂર કરો કારણકે તે બહુ દુઃખ દે છે! ૨.

ક્રોધ માન મદ લોભ મોહ માયાવશિ પ્રાણી,
દુઃખસહિત જે કિયે દયા તિનકી નહિ આણી;

વિના પ્રયોજન એક દોય ત્રય ચઉ પંચ ઇન્દ્રિય,
આપ પ્રસાદહિ મિટૈં દોષ જો લગ્યો મોહિ જિય—૩

અર્થ—મેં ક્રોધ કર્યો, માન કર્યું, મદ (અહંકાર) કર્યો, લોભ કર્યો, મોહને વશ થયો, માયાને વશ થયો, જીવોને દુઃખ થાય તેવી રીતે વર્ત્યો અને જીવોની ઉપર જરાએ પણ દયા કરી નહિ તથા ઉપયોગ વિના એકેન્દ્રિય-બેઇન્દ્રિય-ત્રણેન્દ્રિય-ચારઇન્દ્રિય-પાંચઇન્દ્રિય જાતિના જીવોની વિરાધનાથી જે દોષો મારા ઉપર લાગ્યા છે, તે આપના પ્રસાદથી જલદીથી મટી જશે. ૩.

આપસમેં ઇક ઠૌર થાપિ કરિ જે દુઃખ દીને,
પેલિ દિયે પગતલે દાબિકરિ પ્રાણ હરિને;
આપ જગતકે જીવ જિતે તિન સબકે નાયક,
અરજ કરૂં મૈં સુનોં દોષ મેટો દુઃખદાયક—૪

અર્થ:—ભેગા થઇને આપસઆપસમા (અરસપરસ) જે દુઃખો દીધાં છે, અને પગની નીચે દાબીને જીવોના પ્રાણ લીધા છે, તો આપ આ દુનિયાના સર્વ જીવોના સ્વામી ત્રણ લોકના નાથ છો. એથી આપ શ્રીમાન્ પ્રભુજીની સામે અરજ કરૂં છું, તો આપ એવાં દુઃખ દેવાવાળા પાપોને દૂર કરશો. ૪.

અંજન આદિક ચોર મહાઘનઘોર પાપમય,
તિનકે જે અપરાધ ભયે તે ક્ષમા ક્ષમા કિય;
મેરે જે અબ દોષ ભયે તે ક્ષમો દયાનિધિ,
યહ પડિકોણો કિયો આદિ ષટ્કર્મમાંહિ વિધિ—૫

અર્થ—હે જિનેશ્વર ભગવાન્! અંજનચોર જેવા અધમ અને ન કહી શકાય તેવા ઘોર પાપીના જે પાપમય અપરાધ તે આપ શ્રીમાને ક્ષમાવી દીધા તો હવે મારાં જે પાપો થયાં છે તે, દયાના ભંડાર પ્રભુ! આપ ક્ષમા કરો. આ પ્રમાણે શ્રાવકના આવશ્યક ષટ્કર્મમાં આ પ્રથમ પ્રતિક્રમણ કર્યું. ૫.

ઇતિ પ્રથમ પ્રતિક્રમણ કર્મ.

* * *

## દ્વિતીય પ્રત્યાખ્યાન કર્મ.

જો પ્રમાદવશિ હોય વિરાધે જીવ ઘનેરે,
તિનકો જો અપરાધ ભયો મેરે અઘ ઢેરે;
સો સબ જૂઠો હોઉ જગત પતિકે પરસાદૈ,
જા પ્રસાદતૈં મિલૈ સર્વ સુખ દુઃખ ન લાધૈ—૬

અર્થ—પ્રમાદને વશ થઈને જે ઘણા જીવોને માર્યા તેનાથી જે અપરાધ થયો અને મારા ઉપર પાપ લાગ્યાં, તે બધાં પાપો આપ ત્રિલોકનાથના પ્રસાદથી દૂર થાઓ, સર્વે સુખ મળો અને દુઃખ કદિ પણ ન થાઓ. ૬.

મૈં પાપી નિર્લજ્જ દયા કરિ હીન મહાશઠ,
કિયે પાપ અઘ ઢેર પાપમતિ હોય ચિત્ત દુઠ;
નિન્દું હું મૈં વાર વાર નિજ જિયકો ગરહું,
સબવિધિ ધર્મ ઉપાય પાય ફિર પાપહિ કરહું—૭

અર્થ—હું પાપી લજ્જા વગરનો છું, વળી દયા વગરનો લુચ્ચો માણસ છું, મેં ઘણા મોટાં પાપોના ઢગલા કર્યા. વળી પાપબુદ્ધિથી ચિત્તમાં સાવધાન થતો નથી. હું મારા પાપોને ઘડી ઘડીમાં નિંદુ છું અને મારા આત્માને પણ નિંદુ છું, છતાં સર્વ પ્રકારે ધર્મને જાણીને ફરીથી પાપજ કરૂં છું. ૭.

દુર્લભ હૈ નરજન્મ તથા શ્રાવકકુલ ભારી,
સતસંગતિ સંયોગ ધર્મ્મ જિન શ્રદ્ધા ધારી;
જિનવચનામૃત ધાર સમાવર્તે જિનવાણી,
તોહૂ જીવ સંઘારે ધિક ધિક ધિક હમ જાણી—૮

અર્થ—અનેક યોનિસંપન્ન આ સંસારમાં મનુષ્ય (માણસ) ભવ પામવો અતિ દુર્લભ છે, માણસ શરીરમાં શ્રાવક કુલ મળવું અતિ દુર્લભ છે, તેમાં સારી સંગતિ, સારૂં ઉત્તમ કુળ સૌથી દુર્લભ

છે, અને જૈનધર્મની શ્રદ્ધા રાખવી એ સર્વોત્કૃષ્ટ અનુપમ રત્ન માફક દુર્લભ છે. વળી જૈનધર્મ જ્ઞાતા તથા ધાર્મિક થઈને સરસ્વતી (જિનવાણી) ને જાણવી ઘણી દુર્લભ છે, તોપણ જીવનો ઘાત કરૂં છું, તેથી મને ધિક્કાર છે !! ૮.

ઇન્દ્રિયલંપટ હોય ખોય નિજ જ્ઞાન જમા સબ,
અજ્ઞાની જિમ કરૈ તિસીવિધિ હિંસક ન્હૈ અબ;
ગમનાગમન કરંતો જીવ વિરાધે ભોલે,
તે સબ દોષ કિયે નિન્દૂં અબ મન વચ તોલે—૯

**અર્થ**—પાંચ ઇન્દ્રિયોને વશ થઈને મારૂં અમૂલ્ય જ્ઞાન ખોયું, અજ્ઞાની પુરૂષની માફક હિંસકવિધિ કરી આગમન, ગમન, ચાલવા કરવામાં દીન પ્રાણીયોનો ઘાત કર્યો, તે બધા દોષોની હું મન વચનથી નિન્દા કરૂં છું.

ભાવાર્થ—સ્પર્શેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, નેત્રેન્દ્રિયને વશ થઈ મારૂં જ્ઞાન ખોયું અને અજ્ઞાની પુરૂષની માફક હિંસા કરી, તેની મન વચન કાયાથી આલોચના કરૂં છું અને તેથી હું ભય પામ્યો છું. ૯.

આલોચનવિધિ થકી દોષ લાગે જુ ઘનેરે,
તે સબ દોષ વિનાશ હોઉ તુમતૈં જિન મેરે;
બારબાર ઈસ ભાંતિ મોહ મદ દોષ કુટીલતા,
ઇર્ષાદિક તે ભયે નિન્દિયે જે ભયભીતા—૧૦

**અર્થ**—લાગેલા દોષોનું વર્ણન કરવાથી જે પાપો થયેલાં છે તે પાપો આપ શ્રીમાન્ જિનરાજના પ્રસાદથી નાશ થાઓ. ઘડી ઘડી (વખતો વખત) મોહ, મદ, અહંકાર, વંચકતા, ઠગાઇ, ઈર્ષા, વગેરેથી ઘણા ભયંકર ત્રાસદાયક દોષો થયા છે, તેની હું ભયથી નિન્દા કરૂં છું. ૧૦.

ઇતિ દ્વિતીય પ્રત્યાખ્યાન કર્મ.

## તૃતીય સામાયિક કર્મ.

સબ જીવનમેં મેરે સમતા ભાવ જગ્યો હૈ,
સબ જિય મો સમ સમતા રાખો ભાવ લગ્યો હૈ;
આર્ત રૌદ્ર દ્વય ધ્યાન છાંડિ કરિહું સામાયિક,
સંયમ મો કબ શુદ્ધ હોય યહ ભાવ બધાયક—૧૧

**અર્થ**—હવે મને શાન્તિભાવ ઉત્પન્ન થયો છે, તેથી હું સર્વ જીવો ઉપર સમતાભાવ રાખું છું. આર્ત, રૌદ્ર બે ધ્યાનને છોડીને સામાયિક કરું છું. અને ઉત્તમ ભાવના તથા ઉત્પાદક સંયમ શુદ્ધ ક્યારે થાય એવી ભાવના ભાવું છું. આર્ત-રૌદ્ર ધ્યાન ત્યાગ કરીને શુભ સંયમમાં દૃઢ-ચિત્ત થઈને સર્વે જીવો ઉપર સમતા ભાવ રાખવો, તે સામાયિક છે. કષાયાદિ અશુભ પરિણામ ત્યાગ કરીને શુભ આત્મ પરિણામમાં લવલીન થવુ એ સામાયિક છે ૧૧.

પૃથિવી જલ અરૂ અગ્નિ વાયુ ચઉકાય વનસ્પતિ,
પંચહિ થાવરમાંહિં તથા ત્રસ જીવ વસૈં જિત;
બેઇન્દ્રિય તિય ચઉ પંચેંદ્રિયમાંહિં જીવ સબ,
તિનસે ક્ષમા કરાઉં મુઝપર ક્ષમા કરો અબ—૧૨

**અર્થ**—પૃથ્વિકાય, જલકાય, અગ્નિકાય, વાયુકાય, વનસ્પતિકાય, એવા પાંચ સ્થાવર જીવોથી, તથા બે ઈન્દ્રિય, ત્રણ ઇન્દ્રિય, ચાર ઇન્દ્રિય, પાંચ ઈન્દ્રિય, એવા સ્થાવર "તથા ત્રસજીવોથી ક્ષમા કરાઉં છું. અને તે જીવો મારા ઉપર ક્ષમા કરો. ૧૨.

ઇસ અવસરમેં મેરે સબ સમ કંચન અરૂ તૃણ,
મહલ મસાન સમાન શત્રુ અરૂ મિત્ર હી સમ ગણુ;
જામન મરણ સમાન જાણી હમ સમતા કીની,
સામાયિકકા કાલ જિતૈ યહ ભાવ નવીની—૧૩

**અર્થ**—આ વખતમાં મારે સર્વે ચીજો, ઉત્તમ બંગલા, સ્મશાન,

હિતકારી મિત્ર, શત્રુ, જન્મ-મરણ વગેરે તૃણ (ઘાસ)ની માફક છે; તથા સોનું, ચાંદી પણ ઘાસની સમાન છે. આ માટે સર્વે ચીજો ઉપર ઉદાસીન પરિણામથી બધું સરખું છે. જ્યાંસુધી આ પવિત્ર દુર્લભ સામાયિક પુરૂં નહિ થાય ત્યાંસુધી સમતા ધારણ કરૂં છું.

ભાવાર્થ—બાહ્ય પદાર્થોથી રાગદ્વેષ છોડીને આત્મામાં લવલીન થાઉં છું, મારા આત્માનું ચિંતવન કરૂં છું. ૧૩.

મેરો હૈ ઈક આતમ તામેં મમત જુ કીનો,
ઔર સબૈ મમ ભિન્ન જાનિ સમતા રસ ભીનો;
માત પિતા સુત બંધુ મિત્ર તિય આદિ સબૈ યહ,
મોતેં ન્યારે જાન યથારથ રૂપ કર્યો ગહ—૧૪

અર્થ—હું આત્મામાં લવલીન થઈને મમતા અને મોહ-મમત્વ પરિણામ તજું છું તેમજ એથી બાકીના મારાથી ભિન્ન સોનું, રૂપું માતા, પિતા, પુત્ર, પરિવાર, ભાઈ, મિત્ર, શત્રુ આદિ સર્વ ચીજો ઉપર સમતાભાવ રાખીને આ યથારથ રૂપ પવિત્ર જાણીને હું મારા આત્મામાં લવલીન થાઉં છુ. ૧૪.

મૈં અનાદિ જગજાળમાંહિ ફસિ રૂપ ન જાણ્યો,
એકેંદ્રિય દે આદિ જન્તુકો પ્રાણ હરાણ્યો;
તે સબ જીવ સમૂહ સુનો મેરી યહ અરજી,
ભવભવકો અપરાધ ક્ષમા કીજ્યો કરિ મરજી—૧૫

અર્થ—મેં અનાદિ અનન્તકાળથી સંસારરૂપી જાળમાં ફસીને મારૂં પોતાનું સ્વરૂપ ન ઓળખ્યું અને એકેન્દ્રિય, બેઇન્દ્રિય, ત્રિઇન્દ્રિય, ચતુરિન્દ્રિય, પંચેન્દ્રિય જીવોના દશ પ્રાણોનો નાશ કર્યો, તે બધા જીવો મારી આ નમ્ર વિનંતિ સાંભળો અને ભવાન્તરોમાં કીધેલા સર્વ અપરાધોને ક્ષમા કરો. ૧૫.

ઇતિ તૃતીય સામાયિક કર્મ.

## ચતુર્થ સ્તવન કર્મ.

નમૂં ઋષભ જિનદેવ અજિતજિન જીતિ કર્મકૌ,
સમ્ભવ ભવદુઃખહરણ કરણ અભિનન્દ શર્મકૌ,
સુમતિ સુમતિદાતાર તાર ભવસિન્ધું પાર કર,
પદ્મપ્રભ પદ્માભ ભાનિ ભવ ભીતિ પ્રીતિ ધર—૧૬

અર્થ—હવે હું ચતુર્થ સ્તવન કર્મમાં પૂજ્ય ચોવીસ તીર્થંકરોનું સ્તવન કરૂં છું. હું ત્રણ લોકના સ્વામી, સર્વજ્ઞ (ત્રિકાળજ્ઞાની), દયાના ભંડાર, અષ્ટકર્મને નાશ કરવાવાળા શ્રી જિનેંદ્ર ભગવાન દેવાધિદેવ ઋષભદેવ પ્રથમ તીર્થંકરને મન ,વચન કાયાથી નમસ્કાર કરૂં છું

હું અજય્ય (જીતાય નહિ તેવા), અષ્ટકર્મને (જ્ઞાનાવરણીય) દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, અન્તરાય, નામ, ગોત્રને જીતવાવાળા સર્વજ્ઞદેવ અજિતનાથને નમસ્કાર કરૂં છું

હું સંસારના અસહ્ય દુઃખોના નાશ કરવાવાળા દયાના ભંડાર શ્રી સંભવનાથ તીર્થંકરને નમસ્કાર કરૂં છું.

હું અવિનાશિક, આનંદદાતા, ત્રિલોકનાથ, અભિનન્દન ભગવાનને નમસ્કાર કરૂં છું.

હું શ્રેષ્ઠમતિ (સારી બુદ્ધિ) દાતા, સંસાર-સમુદ્રમાંથી કાઢનાર સુમતિનાથ તીર્થંકરને નમસ્કાર કરૂં છું.

હું ભવ્યકમળોને સૂર્યસમાન, સંસારની ભીતિ કાઢનાર, પ્રીતી વધારનાર પદ્મપ્રભુ તીર્થંકર ભગવાનને નમસ્કાર કરૂં છું. ૧૬.

શ્રીસુપાર્શ્વ કૃતપાશનાશ ભવજાસ શુદ્ધકર,
શ્રીચંદ્રપ્રભ ચંદ્રકાન્તિસમ દેહકાન્તિ ધર;
પુષ્પદંત દમિ દોષકોષ ભવિપોષ રોષહર,
શીતલ શીતલકરણ હરણ ભવતાપ દોષહર—૧૭.

અર્થ—અપાર સંસારની ગાંઠ નાશ કરનાર, શુદ્ધબુદ્ધિ આપનાર, શ્રી સુપાર્શ્વતીર્થંકર ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

નિર્મળ, અખંડિત, દોષરહિત, રમ્યકાંતિયુક્ત ચંદ્ર સમાન દેહના સ્વામી શ્રી ચંદ્રપ્રભુ તીર્થંકરને હું નમસ્કાર કરૂં છું.

અષ્ટ દુષ્ટકર્મમળરહિત, અનંત સંસારમાંથી કાઢનાર, ક્રોધ હરનાર અને શાન્તિ આપનાર શ્રીપુષ્પદંત તીર્થંકર ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

સર્વ કર્મોને શીતળ કરનાર, સંસારના તાપ દૂર કરનાર, અષ્ટાદશ (૧૮) દોષોને હરનાર શ્રીશીતલનાથ ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ૧૭.

શ્રેયરૂપ જિન શ્રેય ધ્યેય નિત સેય ભવ્યજન,
વાસુપૂજ્ય શતપૂજ્ય વાસવાદિક ભવભયહન;
વિમલ વિમલમતિ દેન અંતગત હૈ અનતજિન,
ધર્મ શર્મ શિવકરણ શાન્તિજિન શાન્તિવિધાયિન—૧૮

**અર્થ**—હમેશાં આનંદ મંગલદાતા મુનિઓને પણ ધ્યાન ધરવા માટે ભવ્ય સમૂહથી ચરણકમલ વન્દનીય શ્રી શ્રેયાંસનાથ તીર્થંકર ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

શત (સો) ઇંદ્રોથી પૂજનીય (૪૦ ભવનવાસી દેવોના ઇંદ્ર ૩૨ વ્યંતર જાતિના દેવોના ઇંદ્ર, ૨૪ કલ્પવાસી દેવોના ઇંદ્ર, ૧ ચંદ્રમા ઇંદ્ર, ૧ સૂર્ય, ૧ મનુષ્યોનો ચક્રવર્તી ઇંદ્ર, ૧ પશુઓના સિંહ ઇંદ્રથી વન્દનીય) સંસારના ભયથી છોડાવનાર શ્રી વાસુપૂજ્ય તીર્થંકરને હું મન વચન કાયાથી નમસ્કાર કરૂં છું.

ઉત્તમ નિર્દોષબુદ્ધિ આપનાર, દયાના ભંડાર, ત્રણલોકના નાથ શ્રી વિમળનાથ તીર્થંકરને હું મન વચન કાયાથી નમસ્કાર કરૂં છું.

અવિનાશી મોક્ષનું પરમસુખ આપનાર, દેવાધિદેવ સર્વજ્ઞ શ્રી અનન્તનાથ તીર્થંકરને હું ત્રણ કાળ નમસ્કાર કરૂં છું.

ઉત્તમ ધર્મરૂપી નાવથી સંસાર–સમુદ્રમાંથી પાર ઉતારનાર, સર્વે સુખોના સિન્ધુ શ્રી ધર્મનાથ તીર્થંકરને હું નમસ્કાર કરૂં છું.

સર્વે કર્મોની શાન્તિ કરનાર, સંપૂર્ણ જીવો ઉપર શાન્તિ આપનાર, શ્રી શાંતિનાથ તીર્થંકરને હું નમસ્કાર કરૂં છું. ૧૮.

कुन्थु कुन्थु सुख जीवपाल अरनाथ जालहर,
मल्लि मल्लसम मोहमल्लमारण प्रचार धर;
मुनिसुव्रत व्रतकरण नमत सुरसंघहि नमि जिन,
नमिनाथ जिन नेमि धर्मरथमांहि ज्ञानधन—१९

अर्थ—सर्वे जीवोना प्रतिपाळक, दयासिन्धु, देवाधिदेव श्री कुन्थुनाथ तीर्थंकरने हुं त्रण काळ नमस्कार करुं छुं,

संसाररूपी जाळने हरनार, कषायोने जीतनार, हुं श्रीअरनाथ तीर्थंकरने नमस्कार करुं छुं.

मोहरूपी महामल्लने ( वीर योद्धाने ) जीतनार, अति साहसी पराक्रमी मल्ल, श्री मल्लिनाथ तीर्थंकर भगवानने हुं नमस्कार करुं छुं.

१००८ मोटां अनेक व्रतोना उत्पादक, सर्वे मुनिओना स्वामी श्रीमुनिसुव्रतस्वामी तीर्थंकर भगवानने हुं नमस्कार करुं छुं.

सर्वे देवताओना समूहथी वन्दनीय, मोक्षना दाता, त्रण लोकना नाथ, श्रीनमिनाथ तीर्थंकर भगवानने हुं नमस्कार करुं छुं.

धर्मरूपी रथमां नेमि (लोढानी कोल, धुरी, जेना उपर पैडां फरे छे ते) ज्ञानना खजनारूप, दीनदयाळु श्रीनेमिनाथ तीर्थंकर भगवानने हुं नमस्कार करुं छुं. १९.

पार्श्वनाथ जिन पार्श्वउपलसम मोक्षरमापति,
वर्द्धमान जिन नमो वमो भवदुःख कर्मकृत,
या विधि मैं जिनसंघरूप चउवीस संख्यधर,
स्तवुं नमुं हुं बारबार बन्दूं शिवसुखकर—२०

अर्थ—हे भगवान् ! मोक्षरूपी स्त्रीना पति, पारसमणी समान कर्मरूपी शत्रुओने जीतनार श्री पार्श्वनाथ तीर्थंकर भगवानने हुं नमस्कार करुं छुं.

संसाररूपी समुद्रना दुःखोने नमन करुं छुं. त्रण लोकना स्वामी, अष्टादश दोष (जन्म, जरा, तृषा, क्षुधा, विस्मय, अरति, खेद, रोग,

શોક, મદ, મોહ, ભય, નિદ્રા, ચિંતા, સ્વેદ, રાગ, દ્વેષ, મરણ) રહિત શ્રીમહાવીર (વર્દ્ધમાન) તીર્થંકર ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

આવી રીતે ચોવીસ તીર્થંકર ભગવાનનું સ્તવન કરૂં છું, નમસ્કાર કરૂં છું અને વારંવાર વંદના કરૂં છું, જેથી મને ઉત્કૃષ્ટ સુખની પ્રાપ્તિ થાય. ૨૦.

ઇતિ ચતુર્થ સ્તવન કર્મ.

* * *

## પંચમ વંદના કર્મ.

વન્દું મૈં જિન વીર ધીર મહાવીર સુસન્મતિ,
વર્દ્ધમાન અતિવીર વન્દું હું મન વચ તનકૃત;
ત્રિશલાતનુજ મહેશ ધીશ વિદ્યાપતિ વન્દું,
વન્દોં નિતપ્રતિ કનકરૂપ તનુ પાપનિકન્દું—૨૧

**અર્થ**—ધ્યાનમાં ધીર, આઠ કર્મો જીતવાથી વીર, અષ્ટાદશ દોષ તથા આઠ કર્મોને જીતવાથી મહાવીર, દ્વાદશાંગરૂપી અમૃતમયી આનન્દમયી દિવ્યધ્વનિદ્વારા નિર્મળ બુદ્ધિ આપનાર સન્મતિ, કેવલજ્ઞાનદ્વારા ઉંચ્ચપદને પ્રાપ્ત થયાથી વર્દ્ધમાન, કામરૂપી પ્રચણ્ડ શત્રુઓને જીતવાથી અતિવીર, એવા જિનેશ્વર સર્વજ્ઞ વીતરાગ, હિતોપદેશીને હું મનથી, વચનથી, ભાવથી, ભક્તિથી અને કાયાથી નમસ્કાર કરૂં છું. અને પવિત્ર ત્રિશલાદેવીના પ્રિય પુત્ર અખિલ વિદ્યાના અધિપતિ, ત્રણ લોકના સ્વામી દેવાધિદેવ દેવેન્દ્રવૃન્દવંદનીય, સુવર્ણમય શરીર, પાપને નાશ કરવાવાળા શ્રીમહાવીરસ્વામીને હું વંદના કરૂં છુ. ૨૧.

સિદ્ધારથ નૃપનન્દ દ્વન્દદુખ દોષ મિટાવન,
દુરિત દવાનલ જ્વલિત જ્વાલ જગજીવ ઉદ્ધારણ;
કુણ્ડલપુર કર જન્મ જગતજીય આનંદકારણ,
વર્ષ બહત્તર આયુ પાય સબહી દુઃખ ટારન—૨૨.

**અર્થ**—મહામણ્ડલીક, પ્રસિદ્ધ ઉચ્ચગોત્રીય પૂજ્ય મહારાજાધિરાજ લોકમાન્ય સિદ્ધારથ મહારાજના પરમ પવિત્ર કુળકમળદિવાકર, ત્રિલોકપૂજ્ય, દુઃખ-સમૂહનો નાશ કરવાવાળા, મહા વિપત્તિરૂપી દાવાનળ (મહા ભયંકર અગ્નિ)માં ફસાયેલા જીવોનો ઉદ્ધાર કરવામાં સમર્થ એવા પ્રસિદ્ધ શહેર કુંડલપુરમાં શ્રીમાને (મહાવીરસ્વામીએ) જન્મ ધારણ કરી એ શહેર પવિત્ર કર્યું છે, એથી જગતના જીવોને આનંદ મંગળદાયક છે. તેમજ માત્ર ૭૨ વર્ષની આયુમાં મોક્ષ પધાર્યા તેથી પણ સર્વે જીવોનાં સર્વ દુઃખોને નાશ કરવામાં સમર્થ છો. ૨૨.

સપ્તહસ્ત તનુ તુંગ ભંગકૃત જન્મમરણભય,
બાલબ્રહ્મમય જ્ઞેય હેય આદેય જ્ઞાનમય;
દે ઉપદેશ ઉધારિ તારિ ભવસિન્ધુ જીવ ઘન,
આપ બસે શિવમાહિં તાહિ વન્દું મન વચ તન—૨૩

**અર્થ**—આપે સાત હાથ આપનું ઉચ્ચ શરીર, સમચતુ રસ સંસ્થાન, વજ્રવૃષભનારાચસંહનન, અને જન્મ, મરણ, ભય, અને વ્યાધિઓથી રહિત, અનુપમ શરીર છતા બાળબ્રહ્મચારી અને ૪૬ મૂળગુણ મંડિત, દિવ્યધ્વનિદ્વારા ઉપદેશ આપી આ સંસારસમુદ્રમાં જીવોને તારનાર મુક્તિમાં વાસ કર્યો છે. આપના ગુણો દેવેન્દ્ર, નાગેન્દ્ર, જ્ઞાનીન્દ્ર, રૂપીન્દ્ર, વિદ્યા તેમજ સુગ્ગુરૂથી કહી શકાય નહિ તેથી હું મન વચન કાયથી વન્દના કરૂં છું. ૨૩.

જાકે વંદન થકી દોષ દુઃખ દૂર હી જાવે,
જાકે વંદન થકી મુક્તિ તિય સન્મુખ આવે;
જાકે વન્દન થકી વદ્ય હોવેં સુરગણકે,
એસે વીર જિનેશ વંદિ હું ક્રમયુગ તિનકે—૨૪

**અર્થ**—વીર, મહાવીર, અતિવીર, વર્દ્ધમાન, સન્મતિ જિનેશ્વરની વન્દના (નમસ્કાર) ભાવભક્તિથી કરવાથી સર્વે દુઃખ અને દોષ દૂર થાય છે, જેની વન્દના (નમસ્કાર) કરવાથી મોક્ષરૂપી સ્ત્રીના પ્રાણ-

વલ્લભ થવાય છે તથા જેની વન્દનાથી દેવતાઓના સમૂહથી વન્દના કરાય છે એવા મહાવીર જિનેંદ્રના બે ચરણકમળને હું નમસ્કાર કરૂં છું. ૨૪.

સામાયિક ષટ્કર્મમાંહિં, વન્દન યહ પંચમ,
વન્દે વીર જિનેંદ્ર ઇન્દ્રશત વંદ્ય વંદ્ય મમ;
જન્મ મરણ ભય હરો કરો અઘ શાન્તિ શાન્તિમય,
મૈં અઘકોશ સુપોષ દોષકો દોષ વિનાયક—૨૫

અર્થ—સામાયિક આદિ ૬ કર્મોમાં આ પાંચમું વન્દન કર્મ છે, તેમા શ્રી મહાવીર જિનેંદ્ર ભગવાનને હું નમસ્કાર કરૂં છું, કે જે પૂજ્ય વીર ભગવાનને ૧૦૦ ઈન્દ્રો નમસ્કાર કરે છે. મારા જન્મ મરણરૂપી ભયને નાશ કરો, અને મારાં કરેલાં કર્મોને શાન્તિ આપો. હું ઘણા દોષોનો ભજનો છું, માટે હે જિનેશ્વર ભગવાન! મારા સર્વ દોષોનો નાશ કરો ૨૫.

ઇતિ પંચમ વંદના કર્મ.

* * *

## છઠ્ઠા કાયોત્સર્ગ કર્મ,

કાયોત્સર્ગ વિધાન કરૂં અન્તિમ સુખદાઇ,
કાયત્યજનમય હોય કાય સબકો દુઃખદાઇ;
પૂરવ દક્ષિણ નમૂં દિશા પશ્ચિમ ઉત્તરમેં,
જિનગૃહવંદન કરૂં હરૂં ભવપાપતિમિર મૈં—૨૬

અર્થ—અન્તમાં સામાયિક પાઠ પુરો થવા આવ્યો છે, તેથી હવે અન્તમાં કાયોત્સર્ગ વિધાન કરૂં છું. કાયોત્સર્ગ-બાહ્ય પદાર્થમાં મમત્વભાવ છોડીને આત્મામાં લીન થઇ ધ્યાન કરવું તે કાયોત્સર્ગ છે, પણ રૂઢી પ્રમાણે ણમોકારમંત્રનો જાપ કરવો, તેની વિધિ-ણમો અરિહંતાણં, ણમો સિદ્ધાણં (એક શ્વાસમાં), ણમો આયરિયાણં, ણમો ઉવજ્ઝાયાણં (બીજા શ્વાસમાં), ણમો લોએ સવ્વસાહૂણં (તૃતીય

શ્વાસમાં) એવીજ રીતે ૨૭ શ્વાસમાં નવ વાર ણમોકાર મંત્ર કયાથી મમત્વ ત્યાગીને જપવા. કારણકે કાયોત્સર્ગ શરીરાદિથી મમત્વ ત્યાગ કરવો સુખકારક છે. શરીરાદિમાં મમત્વભાવ અતિ દુઃખકારક છે. હવે સામાયિકની વિધિમાં પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ ચારે દિશાઓમાં તીર્થ, તીર્થંકર, ચૈત્ય ચૈત્યાલય, રૂષિ, મુનિ, આદિને નમસ્કાર કરું છું કે જેમના પ્રસાદથી સંસારના પાપરૂપી અંધકારનો નાશ થાય છે. ૨૬.

શિરોનતિ મૈં કરૂં નમું મસ્તક કર ધરિકૈં,
આવર્તાદિક ક્રિયા કરૂં મન વચ મદ હરિકૈં;
તીન લોક જિનભવનમાહં જિન હૈં જો અકૃત્રિમ,
કૃતિમ હૈં દ્વય અર્દ્ધદ્વીપમાહિં વન્દું જિમ—૨૭

**અર્થ**—હું બે હાથો કમળ આકારે જોડીને, મસ્તક નમાવીને ભાવથી, ભક્તિથી ચારો દિશાવર્તી જિન ચૈત્ય, ચૈત્યાલય, મંદિર તીર્થ નિર્વાણભૂમિ વિગેરેને નમસ્કાર કરું છું અને મનનો મદ (અહંકાર), વચનનો અહંકાર, કાયાનો અહંકાર, રાગ, દ્વેષ માત્સર્ય, પ્રમાદ વિગેરેને છોડું છું અને ચારે દિશાઓમાં ત્રણ ત્રણ વાર એવી રીતે ૧૨ આવર્ત કરૂં છું. અઢાઈદ્વિપમાં (જમ્બુદ્વીપ, ધાતકીદ્વીપ, પુષ્કરદ્વીપ અર્ધો) કૃત્રિમ અકૃત્રિમ જિનચૈત્યાલય મંદિર છે, તેને હું ભાવભક્તિથી નમસ્કાર કરૂ છું. ૨૭.

આઠ કોડિ પર છપ્પન લાખ જુ સહસ સત્યાણું,
ચાર શતક પરિ અસી એક જિનમંદિર જાણું;
વ્યન્તર જ્યોતિષમાંહિ સંખ્ય રહતે જિનમંદિર,
તે સબ વંદન કરું હરું મમ પાપ સંઘકર—૨૮

**અર્થ**—જિનેંદ્ર ભગવાન આઠ કરોડ, છપ્પન લાખ, સત્તાવન હજાર, ચારસો એક્યાસી [૮૫૬૫૭૪૮૧] વ્યન્તરદેવોના, જ્યોતિષદેવોના કલ્પવાસી દેવોના સંખ્યાત અસંખ્યાત જ્યાં જ્યાં જિનમંદિરો છે, તેમને મારાં સર્વે પાપો નાશ થવાને માટે હું નમસ્કાર કરૂં છું. ૨૮

સામાયિકસમ નાહિં ઔર કોઉ વૈર-મિટાયક,
સામાયિકસમ નાહિં ઔર કોઉ મૈત્રી-દાયક;
શ્રાવક અણુવ્રત આદિ અંત સપ્તમ ગુણસ્થાનક,
યહ આવશ્યક કિયે હોય નિશ્ચય દુઃખહાનક.—૨૯

અર્થ—સામાયિકની બરાબર વેર નાશ કરવાવાળો બીજો કોઈ પદાર્થ નથી. સામાયિક સમાન બીજા પદાર્થ મૈત્રીદાયક નથી. કારણકે સામાયિક શાન્તિગુણોથી ભરેલું છે; સામાયિકના અન્તગુણોમાં સહનતા, ધીરતા, ગંભીરતા, ઉદારતા, વિશુદ્ધતા, ઈંદ્રિયદમન વગેરે ગુણો આવી જાય છે, એ માટે શ્રાવક [અણુવ્રતધારી] વગેરેએ આ આવશ્યક કર્મ-સામાયિક કરવું, જેથી દુઃખોનો નાશ થાય. ૨૯.

જે ભવિ આતમકાજ-કરણ ઉદ્યમકે ધારી,
તે સબ કાજ વિહાય કરો સામાયિક સારી;
રાગ દોષ મદ મોહ ક્રોધ લોભાદિક જે સબ,
બુધ મહાચંદ્ર વિલાય જાય તાતૈં કીજો અબ—૩૦

અર્થ—જે પુરુષો સંસારથી ભય રાખીને પોતાના આત્માની સુધારણા માટે ઉદ્યોગ કરે છે, તે પુરુષો આ સામાયિકને નિત્ય કરો કે જેનાથી રાગ, દ્વેષ, મદ, મોહ, ક્રોધ, લોભ, માયા, માન વગેરે નાશ પામે, જેથી અનન્ત સુખ મળે. પંડિત મહાચંદ્રજી આ ગ્રન્થ રચીને મોક્ષમાર્ગમાં પ્રવર્તાવે છે.

ઇતિ છઠ્ઠા કાયોત્સર્ગ કર્મ.



श्रीमदुमास्वामि विरचितम्—

# मोक्षशास्त्रम्-तत्वार्थसूत्रम्।

[ ॐ नमः सिद्धेभ्यः ३। ]

त्रैकाल्यं द्रव्यषट्कं नवपदसहितं जीवषट्कायलेश्याः।
पंचान्ये चास्तिकाया व्रतसमितिगतिज्ञानचारित्रभेदाः॥
इत्येतन्मोक्षमूलं त्रिभुवनमहितैः प्रोक्तमर्हद्भिरीशैः।
प्रत्येति श्रद्धाति स्पृशति च मतिमान् यः स वै शुद्धदृष्टिः। १॥
सिद्ध जयप्पसिद्धे, चउविह आराहणा फलं पत्ते।
वन्दित्ता अरहन्तं, वोच्छं आराहणा कमसो॥ २॥
उज्जोवणमुज्जोवणंणिव्वाणमाहणं चणिच्छरणं।
दंसणणाणचरित्तं तव्वाणमाराहणा भणिया॥ ३॥
मोक्षमार्गस्य नेतारं भेत्तारं कर्मभूभृताम्।
ज्ञातारं विश्वतत्त्वानां, वन्दे तद्गुणलब्धये॥ १॥

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः॥१॥ तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्॥२॥ तन्निसर्गादधिगमाद्वा॥ ३॥ जीवाजीवास्रवबन्धसंवरनिर्जरामोक्षास्तत्त्वम्॥ ४॥ नामस्थापनाद्रव्यभावतस्तन्न्यासः॥ ५॥ प्रमाणनयैरधिगमः॥ ६॥ निर्देशस्वामित्वसाधनाऽधिकरणस्थितिविधानतः॥ ७॥ सत्संख्याक्षेत्रस्पर्शनकालान्तरभावाल्पबहुत्वैश्च॥८॥ मतिश्रुतावधिमनःपर्ययकेवलानि ज्ञानम्॥ ९॥ तत्प्रमाणे॥ १०॥ आद्ये परोक्षम्॥ ११॥ प्रत्यक्षमन्यत्॥ १२॥ मतिःस्मृतिः संज्ञा चिन्ताऽभिनिबोध

इत्यनर्थान्तरम् ॥ १३ ॥ तदिन्द्रियानिन्द्रियनिमित्तम् ॥ १४ ॥ अवग्रहेहाऽवायधारणाः ॥१५॥ बहुबहुविधक्षिप्राऽनिसृताऽनुक्त-ध्रुवाणां सेतराणाम् ॥ १६ ॥ अर्थस्य ॥ १७॥ व्यञ्जनस्यावग्रहः ॥ १८ ॥ न चक्षुरनिन्द्रियाभ्याम् ॥ १९ ॥ श्रुतं मतिपूर्वं द्व्यनेकद्वादशभेदम् ॥२०॥ भवप्रत्ययोऽवधिर्देवनारकाणाम् ॥२१॥ क्षयोपशमनिमित्तः षड्विकल्पः शेषाणाम् ॥२२॥ ऋजुविपुलमती मनःपर्ययः ॥ २३ ॥ विशुद्ध्यप्रतिपाताभ्यां तद्विशेषः ॥ २४ ॥ विशुद्धिक्षेत्रस्वामिविषयेभ्योऽवधिमनःपर्ययोः ॥ २५ ॥ मतिश्रुत-योर्निबन्धो द्रव्येष्वसर्वपर्यायेषु ॥ २६ ॥ रूपिष्ववधेः ॥ २७ ॥ तदनन्तभागे मनःपर्ययस्य ॥२८॥ सर्वद्रव्यपर्यायेषु केवलस्य॥ २९॥ एकादीनि भाज्यानि युगपदेकस्मिन्नाचतुर्भ्यः ॥ ३० ॥ मति-श्रुतावधयो विपर्ययश्च ॥३१॥ सदसतोरविशेषाद्यदृच्छोपलब्धेरु-न्मत्तवत् ॥ ३२ ॥ नैगमसंग्रहव्यवहारर्जुसूत्रशब्दसमभिरूढैवंभूता नयाः ॥ ३३ ॥

इति तत्त्वार्थाधिगमे मोक्षशास्त्रे प्रथमोऽध्यायः ॥ १ ॥

---

औपशमिकक्षायिकौ भावौ मिश्रश्च जीवस्यस्वतत्त्वमौदयिक-पारिणामिकौ च ॥ १ ॥ द्विनवाष्टादशैकविंशतित्रिभेदा यथाक्रमम् ॥ २ ॥ सम्यक्त्वचारित्रे ॥ ३ ॥ ज्ञानदर्शनदानलाभभोगोपभोग-वीर्याणि च ॥ ४ ॥ ज्ञानाज्ञानदर्शनलब्धयश्चतुस्त्रित्रिपञ्चभेदाः सम्यक्त्वचारित्रसंयमासंयमाश्च ॥ ५ ॥ गतिकषायलिङ्गमिथ्या-दर्शनाऽज्ञानाऽसंयताऽसिद्धलेश्याश्चतुश्चतुस्त्र्येकैकैकैकषड्भेदाः ॥६

जीवभव्याऽभव्यत्वानि च ॥ ७ ॥ उपयोगो लक्षणम् ॥ ८ ॥ स
द्विविधोऽष्टचतुर्भेदः ॥ ९ ॥ संसारिणो मुक्ताश्च ॥ १० ॥ समन-
स्कामनस्काः ॥ ११ ॥ संसारिणस्त्रसस्थावराः ॥ १२ ॥ पृथिव्य-
प्तेजोवायुवनस्पतयः स्थावराः ॥ १३ ॥ द्वीन्द्रियादयस्त्रसाः ॥ १४ ॥
पञ्चेन्द्रियाणि ॥ १५ ॥ द्विविधानि ॥ १६ ॥ निर्वृत्त्युपकरणे
द्रव्येन्द्रियम् ॥ १७ ॥ लब्ध्युपयोगौ भावेन्द्रियम् ॥ १८ ॥
स्पर्शनरसनघ्राणचक्षुः श्रोत्राणि ॥ १९ ॥ स्पर्शरसगन्धवर्णशब्दा-
स्तदर्थाः ॥ २० ॥ श्रुतमनिन्द्रियस्य ॥ २१ ॥ वनस्पत्यन्ताना-
मेकम् ॥ २२ ॥ कृमिपिपीलिकाभ्रमरमनुष्यादीनामेकैकवृद्धानि
॥ २३ ॥ संज्ञिनः समनस्काः ॥ २४ ॥ विग्रहगतौ कर्मयोगः
॥ २५ ॥ अनुश्रेणि गतिः ॥ २६ ॥ अविग्रहा जीवस्य ॥ २७ ॥
विग्रहवती च संसारिणः प्राक्चतुर्भ्यः ॥ २८ ॥ एकसमयाऽविग्रहा
॥ २९ ॥ एकं द्वौ त्रीन्वाऽनाहारकः ॥ ३० ॥ सम्मूर्च्छनगर्भोपपादा
जन्म । ३१ ॥ सचित्तशीतसंवृताः सेतरा मिश्राश्चैकशस्तद्योनयः
॥ ३४ ॥ शेषाणां सम्मूर्छनम् ॥ ३५ ॥ औदारिकवैक्रियिका-
हारकतैजसकार्मणानि शरीराणि ॥ ३६ ॥ परं परं सूक्ष्मम् ॥ ३७ ॥
प्रदेशतोऽसंख्येयगुणं प्राक् तैजसात् ॥ ३८ ॥ अनन्तगुणे परे
॥ ३९ ॥ अप्रतीघाते ॥ ४० ॥ अनादिसम्बन्धे च ॥ ४१ ॥
सर्वस्य ॥ ४२ ॥ तदादीनि भाज्यानि युगपदेकस्मिन्नाचतुर्भ्यः
॥ ४३ ॥ निरुपभोगमन्त्यम् ॥ ४४ ॥ गर्भसम्मूर्च्छनजमाद्यम्
॥ ४५ ॥ औपपादिकं वैक्रियिकम् ॥ ४६ ॥ लब्धिप्रत्ययं च

॥ ४७ ॥ तैजसमपि ॥ ४८ ॥ शुभं विशुद्धमव्याघाति चाहारकं प्रमत्तसंयतस्यैव ॥ ४९ ॥ नारकसम्मूर्च्छिनो नपुंसकानि ॥५०॥ न देवाः ॥ ५१ ॥ शेषास्त्रिवेदाः ॥ ५२ ॥ औपपादिकचरमोत्तमदेहाऽसंख्येयवर्षायुषोऽनपवर्त्यायुषः ॥ ५३ ॥

इति तत्त्वार्थाधिगमे मोक्षशास्त्रे द्वितीयोऽध्यायः ॥ २ ॥

---

रत्नशर्कराबालुकापङ्कधूमतमोमहातमःप्रभाभूमयो घनाम्बुवाताकाशप्रतिष्ठाः सप्ताधोऽधः ॥ १ ॥ तासु त्रिंशत्पञ्चविंशतिपञ्चदशदशत्रिपञ्चोनैकनरकशतसहस्राणि पञ्च चैव यथाक्रमम् ॥२॥ नारका नित्याऽशुभतरलेश्यापरिणामदेहवेदनाविक्रियाः ॥ ॥३॥ परस्परोदीरितदुःखाः ॥ ४ ॥ संक्लिष्टाऽसुरोदीरितदुःखाश्च प्राक् चतुर्थ्याः ॥ ५ ॥ तेष्वेकत्रिसप्तदशसप्तदशद्वाविंशतित्रयस्त्रिंशत्सागरोपमा सत्त्वानां परा स्थितिः ॥ ६ ॥ जम्बूद्वीपलवणोदादयः शुभनामानो द्वीपसमुद्राः ॥ ७ ॥ द्विर्द्विर्विष्कम्भाः पूर्वपूर्वपरिक्षेपिणो वलयाकृतयः ॥ ८ ॥ तन्मध्ये मेरुनाभिर्वृत्तो योजनशतसहस्रविष्कम्भो जम्बूद्वीपः ॥ ९ ॥ भरतहैमवतहरिविदेहरम्यकहैरण्यवतैरावतवर्षाः क्षेत्राणि ॥१०॥ तद्विभाजिनः पूर्वापरायता हिमवन्महाहिमवन्निषधनीलरुक्मिशिखरिणो वर्षधरपर्वताः ॥११॥ हेमार्जुनतपनीयवैडूर्यरजतहेममयाः ॥१२॥ मणिविचित्रपार्श्वा उपरि मूले च तुल्यविस्ताराः ॥१३॥ पद्ममहापद्मतिगिञ्छकेसरिमहापुण्डरीकपुण्डरीका ह्रदास्तेषामुपरि ॥ १४ ॥ प्रथमो योजनसहस्रायामस्तदर्द्धविष्कम्भो ह्रदः ॥१५॥ दशयोजनावगाहः

॥ १६ ॥ तन्मध्ये योजनं पुष्करम् ॥ १७ ॥ तद्द्विगुणद्विगुणा ह्रदाः पुष्कराणि च ॥ १८ ॥ तन्निवासिन्यो देव्यः श्रीह्रीधृतिकीर्तिबुद्धिलक्ष्म्यः पल्योपमस्थितयःससामानिकपरिषत्काः॥१९॥ गङ्गासिंधुरोहिद्रोहितास्याहरिद्धरिकान्तासीतासीतोदानारीनरकान्तासुवर्णरूप्यकूलारक्तारक्तोदाः सरितस्तन्मध्यगाः॥२०॥ द्वयोर्द्वयोः पूर्वाः पूर्वगाः ॥ २१ ॥ शेषास्त्वपरगाः ॥ २२ ॥ चतुर्दशनदीसहस्रपरिवृत्ता गङ्गासिन्ध्वादयो नद्यः ॥२३॥ भरतः षड्विंशतिपञ्चयोजनशतविस्तारः षट्चैकोनविंशतिभागायोजनस्य ॥२४॥ तद्द्विगुणद्विगुणविस्तारा वर्षधरवर्षा विदेहान्ताः ॥२५॥ उत्तरा दक्षिणतुल्याः ॥२६॥ भरतैरावतयोर्वृद्धिह्रासौ षट्समयाभ्यामुत्सर्पिण्यवसर्पिणीभ्याम् ॥ २७ ॥ ताभ्यामपरा भूमयोऽवस्थिताः ॥ २८ ॥ एकद्वित्रिपल्योपमस्थितयो हैमवतकहारिवर्षकदैवकुरवकाः ॥२९॥ तथोत्तराः ॥ ३० ॥ विदेहेषु सङ्ख्येयकालाः ॥३१॥ भरतस्य विष्कम्भो जम्बूद्वीपस्य नवतिशतभागः ॥३२॥ द्विर्धातकीखण्डे ॥३३॥ पुष्करार्द्धे च ॥३४॥ प्राङ्मानुषोत्तरान्मनुष्याः ॥ ३५ ॥ आर्याम्लेच्छाश्च ॥३६॥ भरतैरावतविदेहाः कर्मभूमयोऽन्यत्र देवकुरूत्तरकुरुभ्यः ॥ ३७ ॥ नृस्थिती परावरे त्रिपल्योपमान्तर्मुहूर्ते ॥ ३८ ॥ तिर्यग्योनिजानां च ॥ ३९ ॥

इति तत्त्वार्थाधिगमे मोक्षशास्त्रे तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

देवाश्चतुर्णिकायाः ॥ १ ॥ आदितस्त्रिषु पीतान्तलेश्याः ॥ २ ॥ दशाष्टपञ्चद्वादशविकल्पाः कल्पोपपन्नपर्यन्ताः ॥ ३ ॥

इंद्रसामानिकत्रायस्त्रिंशपारिषदात्मरक्षलोकपालानीकप्रकीर्णकाभि-
योग्यकिल्विषिकाश्चैकशः ॥४॥ त्रायस्त्रिंशल्लोकपालवर्ज्या व्यन्त-
ज्योतिष्काः ॥५॥ पूर्वयोर्द्वीन्द्राः ॥६॥ कायप्रवीचारा आऐशा-
नात् ॥७॥ शेषाः स्पर्शरूपशब्दमनः प्रवीचारा ॥८॥ परेऽप्रवीचाराः
॥ ९ ॥ भवनवासिनोऽसुरनागविद्युत्सुपर्णाग्निवातस्तनितोदधिद्वी-
पदिक्कुमाराः ॥ १० ॥ व्यन्तराः किन्नरकिम्पुरुषमहोरगगन्धर्व-
यक्षराक्षसभूतपिशाचाः ॥ ११ ॥ ज्योतिष्काः सूर्य्याचन्द्रमसौ
ग्रहनक्षत्रप्रकीर्णकतारकाश्च ॥ १२ ॥ मेरुप्रदक्षिणा नित्यगतयो
नृलोके ॥ १३ ॥ तत्कृतः कालविभागः ॥१४॥ बहिरवस्थिताः
॥ १५ ॥ वैमानिकाः ॥ १६ ॥ कल्पोपपन्ना कल्पातीताश्च
॥ १७ ॥ उपर्युपरि ॥ १८ ॥ सौधर्म्मैशानसानत्कुमारमाहेंद्रब्रह्म-
ब्रह्मोत्तरलान्तवकापिष्टशुक्रमहाशुक्रशतारसहस्रारेष्वानतप्राणतयो-
रारणाच्युतयोर्नवसुग्रैवेयकेषु विजयवैजयन्तजयन्तापराजितेषु स-
र्वार्थसिद्धौ च ॥१९॥ स्थितिप्रभावसुखद्युतिलेश्या विशुद्धीन्द्रि-
यावधिविषयतोऽधिकाः २०। गतिशरीरपरिग्रहाऽभिमानतो हीनाः
॥२१॥ पीतपद्मशुक्ललेश्या द्वित्रिशेषेषु ॥२२॥ प्राग्ग्रैवेयकेभ्यः
कल्पाः ॥२३॥ ब्रह्मलोकालया लौकान्तिकाः ॥२४॥ सारस्वता-
दित्यवह्न्यरुणगर्दतोयतुषिताव्याबाधारिष्टाश्च ॥२५॥ विजयादिषु
द्विचरमाः ॥२६॥ औपपादिकमनुष्येभ्यः शेषास्तिर्यग्योनयः ॥२७॥
स्थितिरसुरनागसुपर्णद्वीपशेषाणां सागरोपमत्रिपल्योपमार्द्धहीन-
मिताः ॥ २८ ॥ सौधर्मैशानयोः सागरोपमेऽधिके ॥ २९ ॥
सानत्कुमारमाहेन्द्रयोः सप्त ॥ ३० ॥ त्रिसप्तनवैकादशत्रयोदश-

पञ्चदशभिरधिकानि तु ॥ ३१ ॥ आरणाच्युतादूर्ध्वमेकैकेन नवसु ग्रैवेयकेषु विजयादिषु सर्वार्थसिद्धौ च ॥३२ ॥ अपरा पल्योपमधिकम् ॥३३॥ परतः परतः पूर्वापूर्वानंतराः ॥ ३४ ॥ नारकाणां च द्वितीयादिषु ॥ ३५ ॥ दशवर्षसहस्राणि प्रथमायाम् ॥३६॥ भवनेषु च ॥ ३७ ॥ व्यन्तराणां च ॥ ३८ ॥ परा पल्योपमधिकम् ॥ ३९ ॥ ज्योतिष्काणां च ॥ ४० ॥ तदष्टभागोऽपरा ॥ ४१ ॥ लौकान्तिकानामष्टौ सागरोपमाणि सर्वेषाम् ॥ ४२ ॥

इति तत्त्वार्थाधिगमे मोक्षशास्त्रे चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

अजीवकाया धर्म्माधर्म्माकाशपुद्गलाः ॥ १ ॥ द्रव्याणि ॥ २ ॥ जीवाश्च ॥ ३ ॥ नित्यावस्थितान्यरूपाणि ॥ ४ ॥ रूपिणः पुद्गलाः ॥ ५ ॥ आ आकाशादेकद्रव्याणि ॥ ६ ॥ निष्क्रियाणि च ॥ ७ ॥ असंख्येयाः प्रदेशाः धर्म्माधर्मैकजीवानाम् ॥ ८ ॥ आकाशस्यानन्ताः ॥ ९ ॥ संख्येयासंख्येयाश्च पुद्गलानाम् ॥१०॥ नाणोः ॥११॥ लोकाकाशेऽवगाहः ॥१२॥ धर्म्माधर्म्मयोः कृत्स्ने ॥ १३ ॥ एकप्रदेशादिषु भाज्यः पुद्गलानाम् ॥ १४ ॥ असंख्येयभागादिषु जीवानाम् ॥ १५ ॥ प्रदेशसंहारविसर्पाभ्यां प्रदीपवत् ॥ १६ ॥ गतिस्थित्युपग्रहौ धर्म्माधर्म्मयोरुपकारः ॥ १७ ॥ आकाशस्यावगाहः ॥ १८ ॥ शरीरवाङ्मनः प्राणापानाः पुद्गलानाम् ॥ १९ ॥ सुखदुःखजीवितमरणोपग्रहाश्च ॥ २० ॥ परस्परोपग्रहो जीवानाम् ॥ २१ ॥ वर्तनापरिणामक्रिया परत्वापरत्वे च कालस्य ॥ २२ ॥ स्पर्शरसगन्ध-

वर्णवन्तः पुद्गलाः ॥ २३ ॥ शब्दबन्धसौक्ष्मस्थौल्यसंस्थानभेदतमश्छायाऽऽतपोद्योतवन्तश्च ॥२४॥ अणवः स्कन्धाश्च ॥२५॥ भेदसङ्घातेभ्यः उत्पद्यन्ते ॥ २६ ॥ भेदादणुः ॥ २७ ॥ भेदसंघाताभ्यां चाक्षुषः ॥ २८ ॥ सद्द्रव्यलक्षणम् ॥ २९ ॥ उत्पादव्ययध्रौव्ययुक्तं सत् ॥३०॥ तद्भावाव्ययं नित्यम् ॥३१॥ अर्पितानर्पितसिद्धेः ॥ ३२ ॥ स्निग्धरूक्षत्वाद्बन्धः ॥ ३३ ॥ न जघन्यगुणानाम् ॥ ३४ ॥ गुणसाम्ये सदृशानाम् ॥ ३५ ॥ द्व्यधिकादिगुणानां तु । ३६ ॥ बन्धेऽधिकौ पारिणामिकौ च ॥३७॥ गुणपर्ययवद्द्रव्यम् ॥३८॥ कालश्च ॥३९॥ सोऽनन्तसमयः । ४०॥ द्रव्याश्रया निर्गुणाः गुणाः ॥ ४१ ॥ तद्भावः परिणामः ॥ ४२ ॥

इति तत्त्वार्थाधिगमे मोक्षशास्त्रे पञ्चमोऽध्यायः ॥ ५ ॥

---

कायवाङ्मनः कर्मयोगः ॥ १ ॥ स आस्रवः ॥ २ ॥ शुभः पुण्यस्याशुभः पापस्य ॥३॥ सकषायाकषाययोः साम्परायिकेर्यापथयोः ॥४॥ इन्द्रियकषायाव्रतक्रियाः पञ्चचतुःपञ्चपञ्चविंशतिसंख्याः पूर्वस्य भेदाः ॥५॥ तीव्रमन्दज्ञाताज्ञातभावाधिकरणवीर्यविशेषेभ्यस्तद्विशेषः ॥ ६ ॥ अधिकरणं जीवाजीवाः ॥ ७ ॥ आद्यं संरम्भसमारम्भारम्भयोगकृतकारितानुमतकषायविशेषैस्त्रिस्त्रिस्त्रिश्चतुश्चैकशः ॥८॥ निर्वर्तनानिक्षेपसंयोगनिसर्गा द्विचतुर्द्वित्रिभेदाः परम् ॥९॥ तत्प्रदोषनिह्नवमात्सर्यान्तरायासादनोपघाता ज्ञानदर्शनावरणयोः ॥१०॥ दुःखशोकतापाक्रन्दनवधपरिदेवनान्यात्मपरोभयस्थानान्यसद्वेद्यस्य ॥११॥ भूतव्रत्यनुकम्पा-

दानसरागसंयमादियोगः क्षान्तिः शौचमिति सद्वेद्यस्य ।।१२।। केवलिश्रुतसंघधर्मदेवावर्णवादो दर्शनमोहस्य ॥ १३ ॥ कषायोदयात्तीव्रपरिणामश्चारित्रमोहस्य ॥ १४ ॥ बह्वारम्भपरिग्रहत्वं नारकस्यायुषः ॥ १५ ॥ माया तैर्यग्योनस्य ॥ १६ ॥ अल्पारम्भपरिग्रहत्वं मानुषस्य ॥ १७ ॥ स्वभावमार्दवं च ॥ १८ ॥ निःशीलव्रतत्वं च सर्वेषाम् ॥१९॥ सरागसंयमसंयमासंयमाऽकामनिर्जराबालतपांसि दैवस्य ॥ २० ॥ सम्यक्त्वं च ॥ २१ ॥ योगवक्रता विसंवादनं चाशुभस्य नाम्नः ॥ २२ ॥ तद्विपरीतं शुभस्य ॥ २३ ॥ दर्शनविशुद्धिर्विनयसम्पन्नता शीलव्रतेष्वनतीचारोऽभीक्ष्णज्ञानोपयोगसंवेगौ शक्तितस्त्यागतपसी साधुसमाधिर्वैयावृत्त्यकरणमर्हदाचार्यबहुश्रुतप्रवचनभक्तिरावश्यकापरिहाणिर्मार्गप्रभावनाप्रवचनवत्सलत्वमिति तीर्थकरत्वस्य ॥ २४ ॥ परात्मनिन्दाप्रशंसे सदसद्गुणोच्छादनोद्भावने च नीचैर्गोत्रस्य ॥२५॥ तद्विपर्ययो नीचैर्वृत्त्यनुत्सेकौ चोत्तरस्य ॥२६॥ विघ्नकरणमन्तरायस्य ॥ २७ ॥

इति तत्त्वार्थाधिगमे मोक्षशास्त्रे षष्ठोऽध्यायः ॥ ६ ॥

हिंसाऽनृतस्तेयाब्रह्मपरिग्रहेभ्यो विरतिर्व्रतम् ॥ १ ॥ देशसर्वतोऽणुमहती ॥ २ ॥ तत्स्थैर्यार्थं भावनाः पञ्च पञ्च ॥ ३ ॥ वाङ्मनोगुप्तीर्यादाननिक्षेपणसमित्यालोकितपानभोजनानि पञ्च ॥४॥ क्रोधलोभभीरुत्वहास्यप्रत्याख्यानान्यनुवीचिभाषणं च पञ्च ॥५॥ शून्यागारविमोचितावासपरोपरोधाकरणभैक्ष्यशुद्धिसधर्माऽविसंवादाः पञ्च ॥६॥ स्त्रीरागकथाश्रवणतन्मनोहराङ्गनिरीक्षण-

पूर्वरतानुस्मरणवृष्येष्टरसस्वशरीरसंस्कारत्यागाः पञ्च ॥७॥ मनोज्ञामनोज्ञेन्द्रियविषयरागद्वेषवर्जनानि पञ्च ॥ ८ ॥ हिंसादिष्विहामुत्रापायावद्यदर्शनम् ॥ ९ ॥ दुःखमेव वा ॥ १० ॥ मैत्रीप्रमोदकारुण्यमाध्यस्थानि च सत्त्वगुणाधिकक्लिश्यमानाविनयेषु ॥ ११ ॥ जगत्कायस्वभावौ वा संवेगवैराग्यार्थम् ॥ १२ ॥ प्रमत्तयोगात्प्राणव्यपरोपणं हिंसा ॥ १३ ॥ असदभिधानमनृतम् ॥ १४ ॥ अदत्तादानं स्तेयम् ॥ १५ ॥ मैथुनमब्रह्म ॥ १६ ॥ मूर्च्छा परिग्रहः ॥ १७ ॥ निःशल्यो व्रती ॥ १८ ॥ अगार्यनगारश्च ॥ १९ ॥ अणुव्रतोऽगारी ॥ २० ॥ दिग्देशानर्थदण्डविरतिसामायिकप्रोषधोपवासोपभोगपरिभोगपरिमाणातिथिसंविभागव्रतसम्पन्नश्च ॥ २१ ॥ मारणान्तिकीं सल्लेखनां जोषिता ॥ २२ ॥ शङ्काकांक्षाविचिकित्साऽन्यदृष्टिप्रशंसासंस्तवाः सम्यग्दृष्टेरतीचाराः ॥ २३ ॥ व्रतशीलेषु पञ्च पञ्च यथाक्रमम् ॥ २४ ॥ बन्धवधच्छेदातिभारारोपणान्नपाननिरोधाः ॥ २५ ॥ मिथ्योपदेशरहोभ्याख्यानकूटलेखक्रियान्यासापहारसाकारमन्त्रभेदाः ॥ २६ ॥ स्तेनप्रयोगतदाहृतादानविरुद्धराज्यातिक्रमहीनाधिकमानोन्मानप्रतिरूपकव्यवहाराः ॥ २७ ॥ परविवाहकरणेत्वरिकापरिगृहीताऽपरिगृहीतागमनानङ्गक्रीडाकामतीव्राभिनिवेशाः ॥ २८ ॥ क्षेत्रवास्तुहिरण्यसुवर्णधनधान्यदासीदासकुप्यप्रमाणाऽतिक्रमाः ॥२९॥ ऊर्ध्वाधस्तिर्यग्व्यतिक्रमक्षेत्रवृद्धिस्मृत्यन्तराधानानि ॥३०॥ आनयनप्रेष्यप्रयोगशब्दरूपानुपातपुद्गलक्षेपाः ॥ ३१ ॥ कन्दर्पकौत्कुच्यमौखर्यासमीक्ष्याधिकरणोपभोगपरिभोगानर्थक्यानि ॥३२॥

योगदुःप्रणिधानानादरस्मृत्यनुपस्थानानि।३३। अप्रत्यवेक्षिताऽप्र-
मार्जितोत्सर्गादानसंस्तरोपक्रमणानादरस्मृत्यनुपस्थानानि ॥३४॥
सचित्तसम्बन्धसम्मिश्राभिषवदुःपक्वाहारा ॥ ३५ ॥ सचित्तनि-
क्षेपापिधानपरव्यपदेशमात्सर्यकालातिक्रमाः ॥ ३६ ॥ जीवित-
मरणाशंसामित्रानुरागसुखानुबन्धनिदानानि ॥३७॥ अनुग्रहार्थं
स्वस्यातिसर्गो दानम् ॥ ३८ ॥ विधिद्रव्यदातृपात्रविशेषात्तद्वि-
शेषः ॥ ३९ ॥

इति तत्त्वार्थाधिगमे मोक्षशास्त्रे सप्तमोऽध्यायः ॥ ७ ॥

मिथ्यादर्शनाविरतिप्रमादकषाययोगा बन्धहेतवः ॥ १ ॥
सकषायत्वाज्जीवः कर्मणोयोग्यान्पुद्गलानादत्ते स बन्धः ॥ २ ॥
प्रकृतिस्थित्यनुभागप्रदेशास्तद्विधयः ॥ ३ ॥ आद्यो ज्ञानदर्शना-
वरणवेदनीयमोहनीयायुर्नामगोत्रान्तरायाः ॥ ४ ॥ पञ्चनवद्व्यष्टा
विंशतिचतुर्द्विचत्वारिंशद्द्विपञ्चभेदा यथाक्रमम् । ५॥ मतिश्रुता-
वधिमनःपर्ययकेवलानाम् ॥ ६ ॥ चक्षुरचक्षुरवधिकेवलानां निद्रा-
निद्रानिद्राप्रचलाप्रचलाप्रचलास्त्यानगृद्धयश्च ॥ ७ ॥ सदसद्वेद्ये
॥८॥ दर्शनचारित्रमोहनीयाकषायकषायवेदनीयाख्यास्त्रिद्विनव-
षोडशभेदाः सम्यक्त्वमिथ्यात्वतदुभयान्यकषायकषायौ हास्यरत्य-
रतिशोकभयजुगुप्सास्त्रीपुन्नपुंसकवेदाः अनन्तानुबन्ध्यप्रत्याख्या-
नप्रत्याख्यानसंज्वलनविकल्पाश्चैकशः क्रोधमानमायालोभाः॥९॥
नारकतैर्यग्योनमानुषदैवानि ॥ १० ॥ गतिजातिशरीराङ्गोपाङ्ग-
निर्माणबंधनसंघातसंस्थानसंहननस्पर्शरसगन्धवर्णानुपूर्व्यगुरुलघूप-
घातपरघातातपोद्योतोच्छ्वासविहायोगतयःप्रत्येकशरीरत्रससुभग-

सुस्वरशुभसूक्ष्मपर्याप्तिस्थिरादेययशःकीर्तिसेतराणि तीर्थकरत्वं च ॥ ११ ॥ उच्चैर्नीचैश्च ॥ १२ ॥ दानलाभभोगोपभोगवीर्याणाम् ॥ १३ ॥ आदितस्तिसृणामन्तरायस्य च त्रिंशत्सागरोपमकोटीकोट्यः परा स्थितिः ॥ १४ ॥ सप्ततिर्मोहनीयस्य ॥ १५ ॥ विंशतिर्नामगोत्रयोः ॥१६॥ त्रयस्त्रिंशत्सागरोपमाण्यायुषः ॥१७॥ अपरा द्वादशमुहूर्ता वेदनीयस्य । १८॥ नामगोत्रयोरष्टौ ॥१९॥ शेषाणामन्तर्मुहूर्ताः ॥ २० ॥ विपाकोऽनुभवः ॥ २१ ॥ स यथानाम ॥ २२ ॥ ततश्च निर्जरा ॥२३॥ नामप्रत्ययाः सर्वतो योगविशेषात्सूक्ष्मैकक्षेत्रावगाहस्थिताः सर्वात्मप्रदेशेष्वनन्तानन्तप्रदेशाः ॥ २४ ॥ सद्वेद्यशुभायुर्नामगोत्राणि पुण्यम् ॥ २५ ॥ अतोऽन्यत्पापम् ॥ २६ ॥

इति तत्त्वार्थाधिगमे मोक्षशास्त्रेऽष्टमोऽध्याय ॥ ८ ॥

---

आस्रवनिरोधः संवरः ॥ १ ॥ स गुप्तिसमितिधर्मानुप्रेक्षापरीषहजयचारित्रैः ॥ २ ॥ तपसा निर्जरा च ॥ ३ ॥ सम्यग्योगनिग्रहो गुप्तिः ॥४॥ ईर्याभाषैषणादाननिक्षेपोत्सर्गाः समितयः ॥ ५ ॥ उत्तमक्षमामार्दवार्जवसत्यशौचसंयमतपस्त्यागाऽकिञ्चन्यब्रह्मचर्याणि धर्माः । ६॥ अनित्याशरणसंसारैकत्वान्यत्वाशुच्यास्रवसंवरनिर्जरालोकबोधिदुर्लभधर्मस्वाख्यातत्वानुचिन्तनमनुप्रेक्षाः ॥ ७ ॥ मार्गाच्यवननिर्जरार्थं परिषोढव्याः परीषहाः ॥ ८ ॥ क्षुत्पिपासाशीतोष्णदंशमशकनाग्न्यारतिस्त्रीचर्यानिषद्याशय्याक्रोशवधयाचनालाभरोगतृणस्पर्शमलसत्कारपुरस्कारप्रज्ञाऽज्ञानादर्शनानि ॥ ९ ॥ सूक्ष्मसाम्परायछद्मस्थवीतरागयोश्चतुर्दश ॥ १० ॥

एकादश जिने ॥ ११ ॥ बादरसाम्पराये सर्वे ॥ १२ ॥ ज्ञानावरणे प्रज्ञाज्ञाने ॥१३॥ दर्शनमोहान्तराययोरदर्शनालाभौ ॥१४॥ चारित्रमोहे नाग्न्यारतिस्त्रीनिषद्याक्रोशयाचनासत्कारपुरस्काराः ॥ १५ ॥ वेदनीये शेषाः ॥ १६ ॥ एकादयो भाज्या युगपदेकस्मिन्नैकोनविंशतेः ॥ १७ ॥ सामायिकछेदोपस्थापनापरिहारविशुद्धिसूक्ष्मसाम्परायथाख्यातमिति चारित्रम् ॥ १८ ॥ अनशनावमौदर्यवृत्तिपरिसंख्यानरसपरित्यागविविक्तशय्यासनकायक्लेशा बाह्यं तपः ॥ १९ ॥ प्रायश्चित्तविनयवैयावृत्यस्वाध्यायव्युत्सर्गध्यानान्युत्तरम् ॥ २० ॥ नवचतुर्दशपञ्चद्विभेदा यथाक्रमं प्राग्ध्यानात् ॥२१॥ आलोचनाप्रतिक्रमणतदुभयविवेकव्युत्सर्गतपश्छेदपरिहारोपस्थापनाः ॥ २२ ॥ ज्ञानदर्शनचारित्रोपचाराः ॥ २३ ॥ आचार्योपाध्यायतपस्विशैक्ष्यग्लानगणकुलसंघसाधुमनोज्ञानाम् ॥२४॥ वाचनापृच्छनानुप्रेक्षाम्नायधर्मोपदेशाः ॥२५॥ बाह्याभ्यन्तरोपध्योः ॥ २६ ॥ उत्तमसंहननस्यैकाग्रचिन्तानिरोधो ध्यानमान्तर्मुहूर्तात् ॥ २७ ॥ आर्तरौद्रधर्म्यशुक्लानि ॥ २८ ॥ परे मोक्षहेतू ॥ २९ ॥ आर्तममनोज्ञस्य सम्प्रयोगे तद्विप्रयोगाय स्मृतिसमन्वाहारः ॥ ३० ॥ विपरीतं मनोज्ञस्य ॥ ३१ ॥ वेदनायाश्च ॥ ३२ ॥ निदानं च ॥ ३३ ॥ तदविरतदेशविरतप्रमत्तसंयतानाम् ॥३४॥ हिंसानृतस्तेयविषयसंरक्षणेभ्यो रौद्रमविरतदेशविरतयोः ॥ ३५ ॥ आज्ञापायविपाकसंस्थानविचयाय धर्म्यम् ॥३६॥ शुक्ले चाद्ये पूर्वविदः ॥३७॥ परे केवलिनः ॥३८॥ पृथक्त्वैकत्ववितर्कसूक्ष्मक्रियाप्रतिपातिव्युपरतक्रियानिवर्तीनि ॥३९॥ त्र्ये-

कयोगकाययोगायोगानाम् ॥४०॥ एकाश्रये सवितर्कवीचारे पूर्वे ॥४१॥ अवीचारं द्वितीयम् ॥ ४२ ॥ वितर्कः श्रुतम् ॥ ४३ ॥ वीचारोऽर्थव्यञ्जनयोगसंक्रान्तिः ॥ ४४ ॥ सम्यग्दृष्टिश्रावकविरतानंतवियोजकदर्शनमोहक्षपकोपशमकोपशान्तमोहक्षपकक्षीणमोहजिनाः क्रमशोऽसंख्येयगुणनिर्जराः ॥ ४५ ॥ पुलाकबकुशकुशीलनिर्ग्रन्थस्नातका निर्ग्रन्थाः ॥ ४६ ॥ संयमश्रुतप्रतिसेवनातीर्थलिंगलेश्योपपादस्थानविकल्पतः साध्याः ॥ ४७ ॥

इति तत्वार्थाधिगमे मोक्षशास्त्रे नवमोऽध्यायः ॥ ९ ॥

---

मोहक्षयाज्ज्ञानदर्शनावरणान्तरायक्षयाच्च केवलम् ॥ १ ॥ बन्धहेत्वभावनिर्जराभ्यां कृत्स्नकर्मविप्रमोक्षो मोक्षः ॥ २ ॥ औपशमिकादिभव्यत्वानां च ॥३॥ अन्यत्र केवलसम्यक्त्वज्ञानदर्शनसिद्धत्वेभ्यः ॥४॥ तदनन्तरमूर्ध्वं गच्छत्यालोकान्तात् ॥५॥ पूर्वप्रयोगादसंगत्वाद्बन्धच्छेदात्तथागतिपरिणामाच्च ॥६॥ आविद्धकुलालचक्रवद्व्यपगतलेपालाबुवदेरण्डबीजवदग्निशिखावच्च॥७॥ धर्मास्तिकायाभावात् ॥८॥ क्षेत्रकालगतिलिंगतीर्थचारित्रप्रत्येकबुद्धबोधितज्ञानावगाहनांतरसंख्याल्पबहुत्वतः साध्याः ॥ ९ ॥

इति तत्वार्थाधिगमे मोक्षशास्त्रे दशमोऽध्याय. ॥ १० ॥

---

[ मोक्षमार्गस्य नेतारं, भेत्तारं कर्मभूभृतां। ज्ञातारं विश्वतत्त्वानां, वन्दे तद्गुणलब्धये ॥ सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः श्रीभक्ति कायोत्सर्गं करोम्यहम् । णमो अरहंताणं इत्यादि जाप्यं ॥९॥ श्वासोश्वास । २७॥ थोसामित्यादि सिद्धा सिद्ध

मव दिसत्क। कोटिशतं द्वादश चैव, कोट्यो लक्ष्याण्यशीतिस्त्र्य-
धिकानि चैव। पंचदशाष्टौ च सहस्रसंख्यामेतद्श्रुतं पंच पदं नमामि
॥ १ ॥ अरहंतभासियत्थं गणहरदेवेहिं गंथियं सव्वं। पणमामि
भत्तिजुत्तो, सुदणाणमहोवरं सिरसा ॥ २ ॥

अक्षरमात्रपदस्वरहीनं, व्यंजनसंधिविवर्जितरेफम्।
साधुभिरत्र मम क्षमितव्यं, को न विमुह्यति शास्त्रसमुद्रे ॥३॥
दशाध्याये परिच्छिन्ने तत्त्वार्थे पठिते सति।
फलं स्यादुपवासस्य भाषितं मुनिपुंगवैः ॥ ४ ॥
तत्त्वार्थसूत्रकर्त्तारं, गृद्धपिच्छोपलक्षितम्।
वंदे गणीन्द्रसंयातमुमास्वामिमुनीश्वरम् ॥ ५ ॥
जं सक्कई ते कीरई, जं यण सक्के तहेव सद्दहणं।
सद्दहमाणो जीवो पावइ अजरामरं ठाणं ॥ ६ ॥
तव चरण वयणधरणं, संयमसरणम् जीवदयाकरणम्।
अन्ते समाहिमरणं, चउविह दुक्खं णिवारेई ॥७॥ ]

इति तत्त्वार्थसूत्रम् सम्पूर्णम्।



# अथ मिच्छामि दुक्कडम्.

પ્રણમું શ્રી અરહિંતને, ભણું સરસ્વતિ ભાવે,
જીવ અનંતા મેં બહુ હણ્યા, કહેતાં પાર ન આવે;
તે મુજ મિચ્છામિ દુક્કડમ્, અરિહંતની સાખ—૧
કે મેં જીવ વિરાધીઆ, ચોર્યાશી લાખ,
સાર સંભાળ નહિ કરી, કીધા છે બહુ ઘાત, તે મુજ—૨
ઈતર નિત્ય નિગોદના, સાત સાતજ લાખ,
સાત લાખ પૃથ્વી તણા, સાત અપજ કાય, તે મુજ—૩
દશ લાખ વનસ્વતિ, પ્રત્યક્ષ સાધારણ,
સાત લાખ તેજ કાયાના, સાત વાયુજ જાણ, તે મુજ—૪
બે તી ચૌ ઇન્દ્રિ જીવના, બબ્બે લાખ વિખ્યાત,
દેવ પશુ વળી નર્કના, ચાર ચાર ઉઘાત, તે મુજ—૫
ચૌદ લાખ મનુષ્ય ગતિએ, લક્ષ ચોર્યાશી ગણીયા,
કૃતકારિતઅનુમોદના મનવચકાયથી હણીયા, તે મુજ—૬
એણી પેરે પરભવે મેં કર્યાં, કર્યાં પાપ અનંત,
ત્રિવિધ ત્રિવિધ કરી હું ભમ્યો, દુર્ગતિ દાતાર, તે મુજ-૭
હિંસા કરી મેં જીવની, બોલ્યો જુઠા બોલ,
દોષ અદત્તા દાનસું, મૈથુન હણમાદ, તે મુજ—૮
પરિગ્રહ મેળવ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ,
માન માયા લોભ મેં કર્યાં, વળી રાગ ને દ્વેષ, તે મુજ—૯
ચાડી કરી મેં ચોતરે, વેર ઝેર વધાર્યાં,
કુગુરૂ દેવ કુધર્મને, કરી પ્રતીત ને પાળ્યા તે મુજ—૧૦
ક્રોધ કરી જીવ દુખવ્યાં, કીધાં કૂડાં કલંક,
નિંદા કરી મેં પારકી, રાત દિવસ વસંત, તે મુજ—૧૧

ખાટકીના ભવ મેં કર્યા, જીવના વધ કીધ,
વાઘરોને ભવ ચરકલી, મારી કંઇ અગણીત, તે મુજ—૧૨
કાજી મુલ્લાંને ભવે, પઢી મંત્ર કઠોર,
જીવ અનંતા જે મેં કર્યા, પાપ લાગ્યાં અઘોર, છે તે મુજ૧૩
કોટવાલનો ભવ મેં કર્યો, કર્યા આકરા દંડ
બંધીવાન મરાવીઆ, પાડયા કોરડા અંગ, તે મુજ—૧૪
કુંભારનો ભવ મેં કર્યો, માર્યા ભઠ્ઠીને તાપે,
તેલી ભવે તલ પીલીયા, પેટ ભર્યું મેં પાપે, તે મુજ—૧૫
પરમાધામીને ભવે, દીધા નારકી દુઃખ,
છેદન ભેદન વેદના, લેશ દીધું ન સુખ, તે મુજ—૧૬
ખેડુ ભવે હળ ખેડિયા, ફોડયાં, પૃથ્વિનાં પેટ,
આદુ સુરણ ઘણાં કર્યાં, ખાધાં ખૂબ ચપેટ, તે મુજ—૧૭
માળીને ભવે રોપીયાં, નાના વિધિ વૃક્ષ,
મૂળ પાત્ર ફળ ફુલના, પાપ લાગ્યાં એ લક્ષ, તે મુજ—૧૮
વણઝારાનો ભવ મેં કર્યો, ભર્યો અધિક ભાર,
પોથી પૂંઠે કીડા પડયા, નહિ દયા લગાર, તે મુજ—૧૯
છીપાને ભવે છેતર્યા, કીધા રંગના પાસ,
અગ્નિ જળ કીધાં ઘણાં, જીવ પકવ્યા છે ખાસ, તે મુજ—૨૦
સૂરપણે રણ ઝૂઝતાં, માર્યા માણસ વૃંદ,
મદિરા માંસ મધુ ભખ્યાં, ખાધાં મૂળ ને કંદ, તે મુજ—૨૧
ખાણ ખોદાવી મેં અતિ ઘણી, તેનાં પાણી ઉલેચ્યાં,
આરંભ કીધા અતિ ઘણા, નહીં પાપજ પેખ્યાં, તે મુજ—૨૨
અઘોર કર્મ કર્યાં વળી, વનમાં દવ દીધો,
જીવઅનંતાને ભરથીને, નહિં કર્મથી બીધો; તે મુજ—૨૩
અઘોર કર્મ કર્યાં વળી, વનમાં દવ દીધો,
જીવઅનંતાને ભરથીને, નહિં કર્મથી બીધો; તે મુજ—૨૪

ભાડભુંજાનો ભવ મેં કર્યો, માર્યા ભઠીમાં જીવ,
જુવાર ચણા બહુ સેકીયા, પડતા અતિ બુંદ, તે મુજ—૨૫
બિલ્લી ભવે ઉંદર હણ્યા, ગરોળીએ અંતારી,
મનુષ્ય ભવે મૂઢતા થકી, મેં જુ લીખ મારી, તે મુજ—૨૬
સુવાવડ દૂષણ ઘણા, આણી ગર્ભ ગળાવ્યા,
જીવ અણી વિંધ્યા ઘણા ભાંગ્યા શીયળ વ્રત, તે મુજ—૨૭
લુહારનો ભવ મેં કર્યો, ઘડયાં શસ્ત્ર અનેક,
કોસ કુહાડા ને પાવડા, માર્યા મૂકી વિવેક, તે મુજ—૨૮
સુતારનો ભવ મેં કર્યો, લીલા વૃક્ષ વઢાવ્યાં,
આવળ બાવળ બોરડી, ઝાઝાં મૂળ કપાવ્યાં, તે મુજ—૨૯
હાથીના ભવ મેં કર્યા, જીવ પૂંછે પછાડયા,
પંખા માળા તોડીયા, સૂંઢે કંઇકને ઝાડયા તે મુજ—૩૦
કડીઆના ભવ મેં કર્યા, કુવા વાવ ખોદાવ્યા,
ટાંકાં મેં બંધાવીઆ, જીવ અનંત પકાવ્યા, તે મુજ—૩૧
ધોબીના ભવ મેં કર્યા, જળના જીવ માર્યા,
ધૂળવતે કંઇક ઢાંકીયા, દાન દેતા વાર્યા; તે મુજ—૩૨
ગુજ્જરના ભવ મેં કર્યા, લીલા બારા વઢાવ્યા,
પાડા બલ ને ઊંટના, નાક છેદી વીંધાવ્યા, તે મુજ—૩૩
વણિકના ભવ મેં કર્યા, કૂડાં પાપજ કીધાં,
ઓછું આપી અદકું લીધું, તેના દોષજ લીધા, તે મુજ—૩૪
વિકથા ચોરી કરી વળી, સેવ્યા પંચ પ્રમાદ,
ઇષ્ટ વિયોગ પડાવીયા, રૂદન વિખવાદ, તે મુજ—૩૫
રાંધણ, પીસણ, ગારણ, એવા આરંભ અનેક,
રાંધણ, બાલણ, ઈંધણા, પાપ લાગ્યા વિશેષ, તે મુજ—૩૬

સાધુ ને શ્રાવક તણા, વ્રત લઈને ભાંગ્યા,
મૂળ અને ઉત્તર તણાં, મુઝ દોષજ લાગ્યા; તે મુજ—૩૭
વીંછુ સિંહ ને ચીતરા, ગીધ શ્યાલ ને સમડી,
એ હિંસકતણે ભવે, હિંસા કીધી મેં અદકી, તે મુજ—૩૮
એણી પેરે પરભવે મેં કર્યા, બાંધ્યાં કર્મ અનંત,
ત્રિવિધત્રિવિધ કરી ઓચરૂં, કરૂં જન્મ પવિત્ર, તે મુજ—૩૯
રાગ બેસાડી જે ભણે, ગાય ઢાલ સહિત,
નરેંદ્રકીર્તિ કહે તેહનાં, છૂટે પાપ ત્વરિત, તે મુજ—૪૦

ઇતિ મિચ્છામિ દુક્કડં સંપૂર્ણ.



# सामायिक करवानी विधि.

જેમ મુનિને માટે ત્રણ કાળ (પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ અને સાયંકાળ) સામાયિક કરવું જરૂરનું જ છે, તેમ ગૃહસ્થી શ્રાવકને માટે પણ નિત્ય સામાયિક કરવું જરૂરનું જ છે. જે ત્રીજી પ્રતિમાધારી શ્રાવક છે તેમણે દરરોજ ત્રણે કાળ એટલે સવાર, બપોર અને સાંજે જઘન્ય (ઓછામાં ઓછું) એક મુહૂર્ત એટલે બે ઘડી (૪૮ મીનીટ) દરેક કાળે સામાયિક કરવું ઉચિત છે. સામાયિકનો મધ્યકાળ ચાર ઘડીનો છે અને ઉત્કૃષ્ટ (વધુમાં વધુ) કાળ છ ઘડીનો છે તથા જેઓ ત્રીજી પ્રતિમાથી નીચેની શ્રેણીના શ્રાવક છે, તેઓ પોતાની શકિત મુજબ અને ઇચ્છા પ્રમાણે સામાયિકનો પાઠ કરવાવાળા છે. એવા અભ્યાસ કરવાવાળા ઓછામાં ઓછો એક કાળ (વખત) પણ સામાયિક કરે છે તથા તેમને માટે ૪૮ મીનીટનો નિયમ નથી. તેઓ પોતાના અવકાશ (વખત) મુજબ વધારે અથવા ઓછો સમય સામાયિક કરી શકે છે.

સામાયિકનો અભ્યાસ દરેક શ્રાવક અને શ્રાવિકાએ કરવો ઉચિત છે કેમકે શ્રાવકના જે નિત્યના ષટ્કર્મ (દેવપૂજા, ગુરૂપૂજા, સ્વાધ્યાય, સંયમ, તપ અને દાન) છે તેમાં તપ કરવું સામાયિકને આધીનજ છે. સૌથી પ્રથમ શુદ્ધ વસ્ત્ર પહેરીને એવી એકાંત જગ્યામાં જવું, કે જ્યાં ડાંસ-મચ્છરની બાધા ન હોય, વધુ ઠંડી અથવા ગરમી ન હોય, સ્ત્રી અથવા નપુંસકનું આવવા જવાનું ન હોય અને ઘોઘાટ ન હોય, એવું સ્થાન જિન મંદિર, ધર્મશાળા અથવા પોતાનાજ ઘરનો કોઇ એકાંત ભાગ હોવો જોઇએ. પ્રાતઃકાળનો સમય સૌથી સારો છે. પથારીમાંથી ઉઠતાંની સાથેજ જે ગૃહસ્થ સ્ત્રી સંસોગથી મલીન ન હોય, તેમણે હાથપગ ધોઇ વસ્ત્ર અપવિત્ર હોય તો તેને બદલી નાંખી સુકા ઘાસના અથવા દરભના બનાવેલા આસન ઉપર કે સાદડી ઉપર સામાયિક કરવા બેસવું. સામાયિક કરનારે પોતાના આસન ઉપર પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ મુખ કરીને પ્રથમ બે હાથ લટકતા રાખીને પોતાના બન્ને પગોના આગળના ભાગોને ચાર આંગળના આંતરાથી રાખી તેમજ છાતી અને મોઢું સીધું રાખી નાસિકા (નાક) સામે દૃષ્ટિ રાખીને કાયોત્સર્ગે ઉભા રહેવું અને મનમાં પ્રતિજ્ઞા કરવી કે જ્યાંસુધી હું સામાયિકની ક્રિયા કરીશ, ત્યાં સુધી અથવા તેટલા વખત સુધી મને બીજા સ્થાન અને પરિગ્રહનો ત્યાગ છે.

પછી ૯ વખત અથવા ૩ વખત ણમોકાર મંત્ર ધીરેથી અથવા મનમાં ભણીને સાષ્ટાંગ નમસ્કાર કરવા. (બે પગ, બે હાથ, પીઠ, કમર, માથું અને છાતિ આ આઠ અંગોને નમાવવાને માટે ઘુંટણીએ બેસીને હાથ જોડીને અંગને જમીન સાથે વાળવું અને પગના તલીયાંને ઊંચા કરી માથું ભૂમિ ઉપર રાખવું, જે વખતે માથું બે હાથોની વચમાંજ આવી જશે) પછી એજ પ્રમાણે ઉભા થઇ ૯ વખત અથવા ૩ વખત ણમોકાર મંત્ર ભણી પૂર્વ અથવા ઉત્તર દિશામાં બંને હાથ જોડી ત્રણ આવર્ત અને એક શિરોનતિ કરવી. આવર્તનો અર્થ એવો થાય છે કે બે હાથ જોડીને એ બંને

હાથોને જમણી તરફથી ડાબી તરફ ફેરવવા. આ ક્રિયા ત્રણ વખત કરવી.

પછી ઉભા રહીનેજ પોતાનું માથું નમાવીને બંને જોડેલા હાથ ઉપર રાખવું, એ ક્રિયાને શિરોનતિ કહે છે. આ બંને ક્રિયા કરવાની મતલબ એ છે કે હુ મન, વચન અને કાયાથી સર્વે દિશામાં આવેલા સર્વે સિદ્ધક્ષેત્રો, અતિશય ક્ષેત્રો, અકૃત્રિમ તથા કૃતિમ જિન મંદિરોને નમસ્કાર કરૂં છું. પૂર્વ અથવા ઉત્તરની તરફ એ પ્રમાણે કરીને પછી તે દિશાથી જમણા હાથની દિશા તરફની બીજી દિશા તરફ ઉભા રહીને નમસ્કાર કરવા, એટલે જો પહેલાં પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા રહ્યા હો, તો દક્ષિણ તરફ ફરવું અને પહેલાની માફક નવ અથવા ત્રણ વખત ણમોકાર મંત્ર ભણી ત્રણ આવર્ત અને એક શિરોનતિ કરવી

આ પ્રમાણે ચારે દિશાએ નમસ્કાર કર્યા પછી એટલે જો પ્રથમ પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા હોઇએ તો છેલ્લે ઉત્તર તરફ એ પ્રમાણે નમસ્કાર કર્યા પછી ફરીથી પૂર્વ દિશા તરફજ આવીને તેજ દિશા તરફ મોઢું રાખીને જે પ્રમાણે સૌથી પહેલાં મોંઢું રાખ્યું હતું, તેજ દિશાએ પદ્માસન આસન કરીને બેસી જવું. પદ્માસનનો અર્થ એવો થાય છે કે પ્રથમ જમણી જાંઘ ઉપર ડાબો પગ રાખવો અને પછી તેના ઉપર જમણો પગ ડાબી જાંઘ ઉપર રાખવો અને પછી ખોળામાં ડાબો હાથ નીચો રાખીને તે ઉપર જમણો હાથ એટલે ડાબી હથેલી ઉપર જમણી હથેલી રાખવી અને સીધા બેસવું. જો પદ્માસને બેસી ન શકાય તો અર્ધ પદ્માસને બેસવું, એ આસનમાં ડાબો પગ જાંઘની નીચેઃ તથા જમણો ઉપર રાખવો અને હાથોને પદ્માસને રાખવામાં આવે છે તેમજ રાખવા, એ પછી શાંત મન રાખીને સામાયિક પાઠ સંસ્કૃત અથવા ભાષા જેનો અર્થ સારી રીતે સમજવામાં આવતો હોય, તે ધીમે ધીમે ભણવો. જો મોઢે ન આવડતું હોય તો પુસ્તક એક હાથમાં લઈને અથવા સામે બાજટ ઉપર

વિરાજમાન કરીને ભણવું. એ પછી ણુમોકાર મંત્રની ઓછામાં ઓછી એક માળા એકાગ્ર ચિત્તથી જપવી. હૃદયમાં આઠ પાંખડીના સફેદ કમળનો વિચાર કરીને તેની દરેક પાંખડી ઉપર પીળા રંગના બાર બાર બિંદુ (છ એક બાજુ અને છ બીજી બાજુએ) વિચારવાં અને કમળના વચમાં બબે પાંતરાંની જડ આગળ ત્રણ ત્રણ બિંદુઓ એટલે બાર બિંદોઓ વિચારવાં, એ પ્રમાણે સર્વે મળી ૧૦૮ બિંદુ કાળા રંગના ધ્યાનમાં રાખીને પ્રથમ પૂર્વ દિશાથી શરૂ કરી દરેક પાંતરા પરનાં બાર બાર બિંદુઓ ઉપર દરેક વખત ણુમોકાર મંત્ર ભણતા જવો. એ પ્રમાણે ૧૦૮ વખત પુરા કરીને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રના સ્મરણ માટે વધુ ત્રણ વખત ભણવા. આ કમળના જાપ છે. જો એ ન બની શકે તો હાથની આંગળીઓદ્વારા જાપ કરવા. જો એમ પણ ન બની શકે તો સફેદ સુતરની અથવા બીજી હલકી માળા જમણા હાથમાં લઈને અંગુઠા ઉપર માળા રાખી અનામિકા (છેલ્લી આંગળીની જોડેની આંગળી) થી એકેક મણકો મુકતા જઈ જપ કરવા અને ડાબો હાથ આસન (પલાઠી) ઉપરજ રાખવો એ પછી સ્થિર થઈને બાર ભાવના, ષોડશ કારણ ભાવના, દશ લક્ષણિક ધર્મનું અથવા પીંડસ્થ વગેરે ધ્યાન અથવા પોતાના આત્માનું ચિંતવન કરવું. પછી છેલ્લે ઉભા થઈને કાયોત્સર્ગ કરી શરીરથી આત્માને જુદો જાણવો અને ઓછામાં ઓછા નવ વખત ણુમોકાર મંત્ર ભણી જેમ પ્રથમ સાષ્ટાંગ નમસ્કાર કર્યા હતા તે પ્રમાણે સાષ્ટાંગ નમસ્કાર કરવા. એટલે સુધી સામાયિકની વિધિ છે. પછી ૧૭ પ્રકારના નિયમનો વિચાર કરવો હોય તો કરવો અને પછી રાત્રિ અને દિનમાં લાગેલા દોષોનો વિચાર કરવા પ્રતિક્રમણ અથવા આલોચના પાઠ કે મિચ્છામિ દુક્કડમ્ ભણીને પ્રાયશ્ચિત્ત લેવું.



श्री अमितगति आचार्यविरचित–

# सामायिक पाठ.

**सत्त्वेषु मैत्री गुणिषु प्रमोदं, क्लिष्टेषु जीवेषु कृपापरत्वम् ।**
**माध्यस्थभावं विपरीतवृत्तौ, सदा ममात्मा विदधातु देव ॥१॥**

**ભાવર્થ:—**હે જિનેંદ્ર દેવ! હું એવું ઇચ્છું છું કે મારા આત્મામાં કોઇપણ દિવસ નઠારો ભાવ ન હો. નઠારાં પરિણામોને છોડી દઈ મારા એવા ભાવ રહે કે જગતના સર્વ જીવોનું હિત થાઓ–ભલું થાઓ. અને જેમ એક મિત્રનો બીજા મિત્ર પ્રત્યે જેવો ભાવ રહે છે, તેવો ભાવ રહે, કારણ કે નિશ્ચયથી વિચાર કરતાં સર્વે જીવો મારા આત્માની સમાનજ છે, સર્વે ચેતન્ય ગુણધારી છે; તેથી જાતિ અપેક્ષાએ એક છે. વળી હું એવું પણ ઇચ્છું છું કે–જે ગુણવાન પુરૂષ છે અર્થાત્ જે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર અને એના સહકારી ગુણોથી વિભૂષિત છે. અથવા જે રત્નત્રય માર્ગની પ્રાપ્તિમાં પોતાના ગુણોને વધારી રહ્યા છે. એવા મહાન પુરૂષોની તરફ હું હર્ષનો ભાવ ઉત્પન્ન કરૂં. તેવાઓને જોઈ મને એવો આનંદ થાય કે જેવો આનંદ પ્રતિવ્રતા સ્ત્રીને પોતાના સ્વામીને જોવાથી થાય છે, કારણ કે જગતમાં માત્ર ગુણની પૂજા અને મહિમા છે. ગુણોથીજ આત્મા પોતાનું અને પારકાનું કલ્યાણ કરી શકે છે. હે પ્રભુ! મારી એવી પણ ઇચ્છા છે કે–જે જીવો આ જગતમાં પોતાનાં શરીરનાં અથવા મનનાં દુઃખોથી દુઃખી છે, જેને રોગ, શોક, તૃષા, વગેરેનું દુઃખ છે; તે જીવો પ્રત્યે મારા અંતકરણમાં પ્રબળ દયાભાવ ઉત્પન્ન થાઓ અર્થાત્ તેવાઓને જોતાંજ મારૂં હૃદય કંપી ઉઠે, અને તેવા જીવનું દુઃખ દૂર કરવા યથાશક્તિ મદદકરવાનો નિશ્ચય વિચાર મને થાઓ. વળી મારી એવી પણ ઇચ્છા છે કે જે જીવોનો ધર્મથી વિપરીત સ્વભાવ છે, અર્થાત્

જે મિથ્યાત્વી, અથવા અધર્મી છે અથવા જે મારો અવિનય કરે છે, અને મારા ઉપર દ્વેષ રાખે છે, તેઓના તરફ હું માધ્યસ્થ ભાવ (સમભાવ) કરૂં, અર્થાત્ તેમની સાથે રાગ કે દ્વેષ ન કરૂં, કારણ કે તેમના ઉપર દ્વેષ કરીને નિરર્થક પાપ બાંધવું એ મારા જેવા સમજદારને યોગ્ય નથી. ૧.

शरीरतः कर्तुमनंन्तशक्तिं, विभिन्नमात्मानमपास्तदोषम् ।
जिनेन्द्रकोषादिव खड्गयष्टिं, तव प्रसादेन ममास्तु शक्तिः ॥२॥

ભાવાર્થ—હે જિનેંદ્ર દેવ! આપની કૃપાથી મારા આત્મામાં એવું બળ પ્રકટ થાઓ કે હું મારા આત્માની સાથે સંબંધ રાખનાર કાર્મણ, તૈજસ અને આ સ્થૂલ ઔદારિક શરીરને, જેમ મ્યાનમાથી તરવાર જુદી કરે છે તેમ જુદાં કરી શકું કારણ કે મારો આત્મા નિશ્ચયથી અનંત શકિતનો ધારી અને સર્વે દોષોથી રહિત નિર્દોષ વીતરાગ સર્વજ્ઞ છે. જો કે આ સૂક્ષ્મ અને સ્થૂલ શરીરમાં મારો આત્મા ફેલાયલો છે, તોપણ જેમ કમળ જળથી અલગ રહે છે, તથા પાણી ઉપર પડેલું તેલ જુદું રહે છે તેમ એથી અલગ રહે છે. ૨.

दुःखे सुखे वैरिणि बन्धुवर्गे, योगे वियोगे भवने वने वा ।
निराकृताशेषममत्वबुद्धेः, समं मनो मेऽस्तु सदापि नाथ ॥३॥

ભાવાર્થ—હે નાથ! સર્વે મમતા બુદ્ધિને દૂર કરીને મારૂં મન દુઃખ કે સુખની અવસ્થામાં, વૈરી કે બંધુના સમુહમાં, યોગ કે વિયોગમાં, ઘર કે વનમાં રાગ અને દ્વેષને છોડી દઇ સમભાવરૂપ થાઓ. ૩,

मुनीश लीनाविव कीलिताविव, स्थिरौ निखाताविव बिम्बिताविव।
पादौ त्वदीयौ मम तिष्ठतां सदा, तमोधुनानौ हृदि दीपकाविव।४

ભાવાર્થ—હે મુનિઓના સ્વામી! અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરવા-વાળા આપના બંને ચરણ કમળ દીવાની માફક નિરંતર મારા હૃદયમાં એવી રીતે વસતા રહો કે જાણે હું તેમાં લીન થયો હોઉં, બંધાઇ ગયો હોઉં, સ્થિર થયો હોઉં અથવા છબીની સમાન સ્તબ્ધ થયો હોઉં. ૪.

एकेन्द्रियाद्या यदि देव देहिनः, प्रमादतः संचरता इतस्ततः ।
क्षताविभिन्नामिलितानिपीडिता, तदस्तुमिथ्यादुरनुष्ठितं तदा ।५।

ભાવાર્થ—હે જિનેંદ્ર દેવ! અહીં તહીં પ્રમાદપૂર્વક ચાલતાં મારા વડે એકેન્દ્રિય આદિ જીવો નાશ થયા હોય, કપાઇ ગયા હોય, કોઈ એકમાં મેળવાઈ ગયા હોય, દુઃખી કરાયા હોય, તો એ સર્વ મારૂં ખોટું આચારણ મિથ્યા થાઓ. ૫.

विमुक्तिमार्गप्रतिकूलवर्तिना, मया कषायाक्षवशेन दुर्धिया ।
चारित्रशुद्धेर्यदकारि लोपनं, तदस्तु मिथ्या मम दुष्कृतं प्रभो ॥६॥

ભાવાર્થ—હે પ્રભુ! હું દુર્બુદ્ધિ છું, મોક્ષ માર્ગથી વિરૂદ્ધ ચાલવાળો છું, મેં ચાર કષાયો (ક્રોધ, માન, માયા, લોભ) અને પાંચ ઇન્દ્રિયોને વશ થઈ જે કાંઈ મારા ચારિત્રની નિર્મળતા લોપી હોય, તે સર્વ મારૂં દુષ્ટ (નઠારૂં) કાર્ય મિથ્યા થાઓ. ૬.

विनिन्दनालोचनगर्हणैरहं, मनोवचकायकषायनिर्मितम् ।
निहन्मि पापं भवदुःखकारणं, भिषग्विषं मन्त्रगुणैरिवाखिलम् ॥७॥

ભાવાર્થ—મન, વચન, કાયા અને કષાયોદ્વારા સંસારનાં દુઃખોનું કારણ જે કાંઈ પાપ મેં કર્યું હોય, તે સર્વને હું મારી

નિંદા, આલોચના અને ગર્હાએ કરીને, જેમ વૈદ્ય મંત્રના પ્રભાવવડે સઘળા ઝેરનો નાશ કરી દે છે, તેમ નાશ કરું છું. ૭.

**अतिक्रमं यं विमतेर्व्यतिक्रमं, जिनातिचारं सुचरित्रकर्म्मणः ।**
**व्यधादनाचारमपि प्रमादतः, प्रतिक्रमं तस्य करोमि शुद्धये ॥८॥**

**ભાવાર્થ**—હે જિનદેવ! મેં વિકાર બુદ્ધિથી મારાં ઉત્કૃષ્ટ ચારિત્રમાં પ્રમાદને લીધે જે, અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર કર્યો હોય, તેની શુદ્ધિને માટે હું પ્રતિક્રમણ કરું છું, અર્થાત્ પશ્ચાત્તાપ કરું છું. ૮.

**क्षतिं मनःशुद्धिविधेरतिक्रमं व्यतिक्रमं शीलव्रतेर्विलंघनम् ।**
**प्रभोऽतिचारं विषयेषु वर्त्तनं, वदन्त्यनाचारमिहातिसक्तिताम् ।९।**

**ભાવાર્થ**—હે પ્રભુ! આચાર્ય કહે છે કે મનની શુદ્ધિમાં ક્ષતિ થવી એટલે વિકાર ભાવ ઉત્પન્ન થવો તે અતિક્રમ છે શીલવૃત્તિનું અર્થાત્ વ્રતચર્યાનું ઉલ્લંઘન કરવું, તે વ્યતિક્રમ છે, વિષયોમાં પ્રવૃત્તિ કરવી તે અતિચાર છે, અને એ વિષયોમાં અતિશય આસક્ત (તલ્લીન) થઈ જવુ તે અનાચાર છે. ૯.

**यदर्थमात्रापदवाक्यहीनं, मया प्रमादाद्यदि किञ्चनोक्तम् ।**
**तन्मे क्षमित्वा विदधातु देवी, सरस्वती केवलबोधलब्धिम् ॥१०॥**

**ભાવાર્થ**—જો મેં પ્રમાદથી અર્થ, માત્રા, પદ અથવા વાક્યથી ઓછું વધતું કંઈ પણ વચન કહ્યું હોય, તો તેને સરસ્વતી દેવી એટલે જિનવાણી માતા ક્ષમા કરો અને મને કેવલજ્ઞાનની પ્રાપ્તિ કરાવો. ૧૦.

बोधिः समाधिः परिणामशुद्धिः स्वात्मोपलब्धिः शिवसौख्यसिद्धिः
चिन्तामणिं चिन्तितवस्तुदाने, त्वां वंद्यमानस्य ममास्तु देवि॥११॥

**ભાવાર્થ**—હે દેવી! ઇચ્છિત પદાર્થોનું દાન કરવાને માટે તું ચિંતામણી રત્ન સમાન છે. હું તને નમસ્કાર કરું છું. તારી કૃપાથી મને રત્નત્રય રૂપ બોધ, આત્મલીનતા રૂપ સમાધિ, પરિણામોની શુદ્ધતા અને પોતાના આત્મ-સ્વરૂપનો લાભ તથા મોક્ષ-સુખની સિદ્ધિ થાઓ.

यः स्मर्यते सर्व्वमुनीन्द्रवृन्दैः, यः स्तुयते सर्वनरामरेन्द्रैः।
यो गीयते वेदपुराणशास्त्रैः, स देवदेवो हृदये ममास्ताम् ॥१२॥

**ભાવાર્થ**—જે પરમાત્માને સર્વે મુનિઓનો સમૂહ સ્મરણ કરે છે. જેની સર્વે ચક્રવર્તી અને ઇંદ્ર સ્તુતિ કરે છે તથા જેનો મહિમા દ્વાદશાંગ રૂપ વેદ, મહાપુરાણ અને શાસ્ત્રોમાં વર્ણવેલો છે, તે દેવાધિદેવ મારા હૃદયમાં આવીને વિરાજમાન થાઓ. ૧૨.

यो दर्शनज्ञानसुखस्वभावः, समस्तसंसारविकारबाह्यः।
समाधिगम्यः परमात्मसंज्ञः, स देवदेवो हृदये ममास्ताम् ॥१३॥

**ભાવાર્થ**—જે અનંત દર્શન, અનંત જ્ઞાન અને અનંત સુખરૂપી સ્વભાવનો ધારણ કરનાર છે, જે સમસ્ત સંસારના વિકારી પરિણામોથી બહાર છે, જે અભેદ રત્નત્રયરૂપ, નિર્વિકલ્પ સમાધિ (ધ્યાનની નિશ્ચલતા) દ્વારા અનુભવ કરવા લાયક છે તથા જેનું નામ પરમાત્મા અર્થાત્ ઉત્કૃષ્ટ આત્મા છે તે દેવાધિદેવ મારા હૃદયમાં આવીને વિરાજમાન થાઓ. ૧૩

निघूहते यो भवदुःखजालम्, निरीक्षते यो जगदन्तरालम् ।
योऽन्तर्गतो योगिनिरीक्षणीयः, स देवदेवो हृदये ममास्ताम्॥१४॥

ભાવાર્થ—જે સંસારનાં દુઃખોના સમૂહને નાશ કરે છે, જે આ જગતમાંની સર્વે વસ્તુઓને જુએ છે, જે અંતરંગમાં પ્રાપ્ત છે અને યોગીંદ્રો જોવા યોગ્ય છે, તે દેવોના દેવ મારા હ્રદયમાં આવીને વિરાજમાન થાઓ. ૧૪.

विमुक्तिमार्गप्रतिपादको यो, यो जन्ममृत्युव्यसनाद्व्यतीतः ।
त्रिलोकलोकी विकलोऽकलङ्कः, स देवदेवो हृदये ममास्ताम् ।१५।

ભાવાર્થ—જે મોક્ષ-માર્ગને બતાવવાવાળા છે, જે જન્મ મરણરૂપ આપત્તિઓથી દૂર છે, જે ત્રણ લોકને જોવાવાળા, શરીર રહિત અને કલંકોથી રહિત છે.—તે દેવાધિ દેવ મારા હ્રદયમાં આવીને વિરાજમાન થાઓ. ૧૫.

क्रोडीकृताशेषशरीरवर्गाः, रागादयो यस्य न सन्ति दोषाः ।
निरिन्द्रियो ज्ञानमयोऽनपायः, स देवदेवो हृदये ममास्ताम् ।१६।

ભાવાર્થ—સમસ્ત પ્રાણીઓને જેમણે ક્રોડીકૃત કરી લીધા અર્થાત્ પોતાના કરી લીધા છે એવા રાગાદિ દોષ જેમને નથી, જેઓ પાચ ઇંદ્રિયો અને મનથી રહિત જ્ઞાનમય અને અવિનાશી છે. તે દેવોના દેવ મારા હ્રદયમાં આવીને વિરાજમાન થાઓ. ૧૬.

यो व्यापको विश्वजनीनवृत्तेः, सिद्धो विबुद्धो धुतकर्मबन्धः ।
ध्यातो धुनीते सकलं विकारं, स देवदेवो हृदये ममास्ताम् ॥१७॥

**ભાવાર્થ**—જેઓ સંપૂર્ણ જગતના પદાર્થોમાં પોતાના જ્ઞાનની અપેક્ષાએ વ્યાપક છે, જેઓ સિદ્ધ છે, શુદ્ધ છે અને કર્મબંધનો જેમણે નષ્ટ કરી દીધાં છે તથા જેમનું ભવ્ય જીવ ધ્યાન કરે છે અને જેઓ સંપૂર્ણ વિકારોને દૂર કરી દે છે તે દેવોના દેવ મારા હૃદયમાં આવીને વિરાજમાન થાઓ. ૧૭.

न स्पृश्यते कर्मकलङ्कदोषैः, यो ध्वान्तसंघैरिव तिग्मरश्मिः ।
निरञ्जनं नित्यमनेकमेकं, तं देवमाप्तं शरणं प्रपद्ये ॥ १८ ॥

**ભાવાર્થ**—જેવી રીતે સૂર્યનાં કિરણોનો સમૂહ અંધકારના સમૂહથી સ્પર્શ કરાતો નથી, તેવી રીતે જે પરમાત્મા કર્મ-કલંક-રૂપી દોષોથી તેજ મુજબ સ્પર્શ કરાતા નથી. જે પરમાત્મા કર્મરૂપી અંજનથી રહિત, વસ્તુની અપેક્ષાએ નિત્ય, પર્યાય અને ગુણોની અપેક્ષાએ અનેક અને દ્રવ્ય અપેક્ષાએ એક છે, તે આપ્તદેવની શરણમાં હું પ્રાપ્ત થાઉં છું. ૧૮.

विभासते यत्र मरीचिमाली, न विद्यमाने भुवनावभासी ।
स्वात्मस्थितं बोधमयप्रकाशं, तं देवमाप्तं शरणं प्रपद्ये ॥१९॥

**ભાવાર્થ**—જેમાં વ્યવહારિક સૂર્ય ન હોવા છતાં પણ ત્રણ લોકને પ્રગટ કરવાવાળું જ્ઞાનસૂર્ય પ્રકાશમાન થઈ રહ્યું છે અને જે નિશ્ચય નયથી પોતાના આત્મામાંજ સ્થિર છે, એવા આપ્તદેવની શરણમાં હુ પ્રાપ્ત થાઉં છું. ૧૯

विलोक्यमाने सति यत्र विश्वं, विलोक्यते स्पष्टमिदं विविक्तम् ।
शुद्धं शिवं शान्तमनाद्यनन्तं, तं देवमाप्तं शरणं प्रपद्ये ॥२०॥

**ભાવાર્થ**—જેના જ્ઞાનમાં જોવાથી આ જગતના દરેક પદાર્થ જુદા જુદા સાફ દેખાઇ જાય છે એવા શુદ્ધ કલ્યાણ રૂપ

શાંત તથા આદિ અને અંતરહિત જે આપ્ત દેવ છે તેમની શરણમાં હું પ્રાપ્ત થાઉં છું. ૨૦.

येन क्षता मन्मथमानमूर्च्छा, विषादनिद्राभयशोकचिन्ता ।
क्षयोऽनलेनेव तरुप्रपञ्च, स्तं देवमाप्तं शरणं प्रपद्ये ॥२१॥

**ભાવાર્થ**—જેમ અગ્નિ વૃક્ષોના સમૂહને ભસ્મ કરી નાંખે છે તેમ જે પરમાત્માએ કામ, માન, મૂર્છા, વિષાદ, નિદ્રા, ભય, શોક અને ચિંતાનો નાશ કરી દીધેલો છે તે આપ્ત દેવના શરણમાં હું પ્રાપ્ત થાઉં છું. ૨૧.

न संस्तरोऽश्मा न तृणं न मेदिनी, विधानतो न फलको विनिर्मितम् ।
यतो निरस्ताक्षकषायविद्विषः, सुधीभिरात्मैव सु निर्मलो मतः ॥२२॥

**ભાવાર્થ**—સામાયિકને માટે જેમણે વિધાનથી શિલાને, ઘાસને, પૃથ્વીને કે લાકડાના પાટલાને આસન માન્યું નથી, જે આત્માએ ઇંદ્રિય અને કષાયરૂપ શત્રુ નષ્ટ કરી દીધા છે, તેજ નિર્મળ આત્માને વિદ્વાનોએ પોતાનું આસન માનેલું છે. ૨૨.

न संस्तरो भद्रसमाधिसाधनं, न लोकपूजा न च संघमेलनम् ।
यतस्ततोऽध्यात्मरतो भवानिशं विमुच्य सर्व्वामपि बाह्यवासनाम्॥२३।

**ભાવાર્થ**—હે ભદ્ર! ખરી રીતે જોતાં સમાધિનું અથવા સામાયિકનું સાધન સાંથરો, લોકોની પૂજા કે ચારે સંઘની સંગતિ નથી, એ માટે તું બહારની સર્વે વાસનાઓને છોડીને આત્મામાં નિરંતર લવલીન થા. ૨૩.

न सन्ति बाह्या मम केचनार्थाः भवामि तेषां न कदाचनाहम् ।
इत्थं विनिश्चित्य विमुच्य बाह्यं स्वस्थः सदा त्वं भव भद्रमुक्त्यै ॥२४॥

**ભાવાર્થ**—મારા આત્માની બહાર જે કોઇપણ પદાર્થ છે તે મારા નથી, તેમ હું પણ તેનો થઇ શકું નહિ, એવો નિશ્ચય કરીને હે ભાઇ! તું બહારની વાતોનો ત્યાગ કરીને મુક્તિ મેળવવાને માટે હમેશાંજ પોતાના આત્મિક સ્વભાવમાં સ્થિર થા. ૨૪.

आत्मानमात्मन्यविलोक्यमानस्त्वं दर्शनज्ञानमयो विशुद्धः।
एकाग्रचित्ता खलु यत्र तत्र, स्थितोपि साधुर्लभते समाधिम् ॥२५॥

**ભાવાર્થ**—તું પોતામાંજ પોતાને જોવાવાળો, દર્શન જ્ઞાનમય અને વિશુદ્ધ છે. જ્યાં કોઇ સાધુ પોતાના મનને એકાગ્ર કરીને ધ્યાનમાં સ્થિર થઈ જાય છે ત્યાજ સમાધિ એટલે સમતા ભાવને પ્રાપ્ત કરે છે. ૨૫.

एकः सदा शाश्वति को ममात्मा, विनिर्मलः साधिगमस्त्वभावः।
बहिर्भवाः सन्त्यपरे समस्ताः न शाश्वताः कर्मभावाः स्वकीयाः॥ २६॥

**ભાવાર્થ**—મારો આત્મા નિરંતર એક, અવિનાશી, નિર્મળ અને કેવળજ્ઞાનના સ્વભાવવાળો છે. મારા આત્માથી બહાર રહેવાવાળા સંપૂર્ણ પદાર્થો પોતાનાજ ઉપાદાન કારણથી કર્મોના નિમિત્તથી થયેલા છે તથા અવિનાશી નથી, પણ તેની અવસ્થા બદલાવાવાળી છે. ૨૬.

यस्यास्ति नैक्यं वपुषापि साद्ध, तस्यास्ति किं पुत्रकलत्रमित्रैः।
पृथक्कृते चर्मणि रोमकूपाः, कुतो हि तिष्ठन्ति शरीरमध्ये ॥२७॥

**ભાવાર્થ**—જે આત્માની એકતા શરીરની સાથે પણ નથી તે આત્માનો સાથી પુત્ર, સ્ત્રી અને મિત્ર વગેરે કેવી રીતે થઇ શકે? જે શરીરની ઉપરથી ચામડી ઉતારી નાખવામા આવે તો રોમનાં છિદ્રો તેમાં કેવી રીતે રહી શકે? કેમકે તે છિદ્રો તો ચામડીને આશ્રયેજ છે. ૨૭.



શ્રી ૧૦૦૮ ભગવાન્ મહાવીરસ્વામી (પ્રાચીન ભવ્ય પ્રતિમા)



**સ્વ૦ શ્રી ૧૦૮ આચાર્યશ્રી શાંતિસાગરજી મહારાજ ( છાણી )**

જન્મ – છાણી સં. ૧૯૪૫ ] [ સ્વર્ગવાસ: – સાગવાડા સં. ૨૦૦૦

સાતે વાર પૂરા થયા, મન રંગેરે,
હોણુનું ચોમાસું પૂર, રહો મન રંગેરે.
રતનકીર્તિની વાણી, ચિત્તમાં ધરજોરે
ભણે સુણે નરનાર, લીલા વરજોરે.

## કાયારૂપી રેલગાડીની ગરબી.

મુરખો ગાડી દેખી મલકાવે, ઉમર તારી રેલતણી પેર જાવે;
સંસારરૂપી ગાડી બનાવી, રાગદ્વેષ દો પાટા,
દેહ ડબા ને પળ પળ પૈડાં, તેમ ફરે આવખાના આંટારે-મુરખો.
કરમ ઈંજીનમા કષાય અગ્ની, વિષ વાયુ માંહે ભરીયું,
તૃષ્ણા ભુંગળું આગળ કરીયું, ચારે ગતિ માહે ફરીયું-મુરખો.
પ્રેમરૂપી આકડા વળગાડયા, ડબે ડબે જોડયા ભાઇ,
પૂરવ ભવની ખરચી લઇને, ચેતન બેસારૂ બેઠા માંહીરે-મુરખો.
કોઇએ ટીકીટ લીધી નરકતિર્યંચની, કોઇએ લીધી મનુષ્ય રૂવા,
કોઇએ ટીકીટ લીધી સિદ્ધ ગતિની, પામ્યા તે અમૃત મેવારે-મુ૦
ઘડી ઘડી ઘડીયાળો વાગે, નિશદિન એમ વહી જાવે,
વાગે સીટી ને ઉપડે ગાડી, આડા અવળા માઇલ આવેરે -મુ૦
આયુષ્ય રૂપી આવ્યું સ્ટેશન, હંસલો તે હાલુ હાલુ થાય,
પાપે ભરી પાકીટ લઈ જાતાં, કાળ કોટવાલ ત્યાં આવેરે.-મુ૦
ઝાલી નરકમાં જમરાય પાસે, જઇને સોપ્યો તતકાળે,
આરંભ કરીને આવ્યો પરોણો, તેને કુંભીરે પાકમાં ઘાલોરે-મુ૦
લાખ ચોર્યાશી જીવયોનીમા, જીવડો તે ફરી ફરી આવે,
સદ્‌ગુરૂ શીખ જે ધર્મ આરાધે, તો પામે મુક્તિ દુવારરે-મુ૦
સન અરાડે છયાસીના વરસે, આતમ ધ્યાન લગાઈ,
ગોપાળ ગુરૂના પુન્ય પસાયથી, મોહન ગાયે ભાવથી ગાહીરે-મુ૦

# तीर्थंकरनी माताना १६ स्वप्नां।

(આણી તીરે ગંગારે, પેલી તીરે જમનારે, એ રાગ)

પ્રથમ જિનેસર, (૨) પદ પ્રણમીશું રે, (૨)
ગુરૂ ગણધરનેરે (૨) ચરણે નમી કહું (૨)
ગરભ કલ્યાણક જિનતણાં—એ આંચલી.
ઇંદ્રની આજ્ઞારે (૨) ધનપતિ આવ્યોરે (૨)
નગરી રચીરે અતિ નિરમલી—૧.

બારહ જોજન (૨) લખી કહીશું રે (૨)
નવ જોજન વિસ્તારમાં—૨.

ગઢ મોટાં મંદિર (૨) મણિમય સુંદર, (૨)
ખાઇકા જલ ભરી શોભતી—૩.

સાકેતાપુર જીહારે (૨) નાભી હે રાજારે (૨)
મરૂદેવી તસ ઘેર ભામિની—૪.

રૂપની ખાણોરે (૨) ગુણ મણિ ધ્યાનોરે (૨)
સકલ કલા ગજ ગામિની—૫.

આજની રજનીરે (૨) પચ્છિમ જાણું રે (૨)
ધનપતિ કેરા મન હરખસ્યું—૬.

એક દિન નિજપતિ (૨) કોમલ સેજરે (૨)
સેજે સુતાં ગજ ગામિની—૭.

આજની રજનીરે (૨) પચ્છિમ જાણું રે (૨)
સોલ સપનાં શુભ પેખીયાં—૮.

પહેલેરે સપનેરે (૨) ગજવર દીઠોરે (૨)
ઐરાવત સમ શોભતો—૯.

બીજેએ સપનેરે (૨) ધવલ ધોરંગોરે (૨)
સિંહ દીઠોરે તીજે નીરમલો—૧૦.
ચોથેએ સ્વપ્ને (૨) ચોથેએ લખમીરે (૨)
સ્નાન કરતાંરે, પુષ્પમાલા દીઠી પાંચમે– ૧૧.
સહસ કિરણએ (૨) સૂરજ દીઠોરે (૨)
સાતમે ચંદ્ર પૂનમ તણો—૧૨.
આઠમે મછલીરે (૨) ક્રીડા કરતાંરે (૨)
નવમે દીઠોરે ઘડો જળ ભર્યો—૧૩.
દશમે સરોવર (૨) જલ કરી પૂર્યોરે,
સમુદ્ર દીઠો અગીઆરમે—૧૪.
બારમેએ સપનેરે (૨) સિંહાસન દીઠારે, (૨)
વિમાન દીઠારે એ તેરમે—૧૫.
ચૌદમે અહિ સુખ (૨) ધૂમજ દીઠોરે, (૨)
પંદરમે મણિ ઢગ શોભતો—૧૬.
નિરધુમ અગનિરે (૨) સોલમે પેખોરે, (૨)
જાગ્યાં મરૂદેવી ભામિની—૧૭.
પરભાતે ઉઠીનેરે (૨) સ્નાન કરતાંરે (૨)
વસ્ત્ર આભૂષણ પહેરી કરી—૧૮.
હરખતે વદનેરે (૨) પીઉ પાસે આવ્યારે (૨)
અડધું આસન આપ્યું બેસવા—૧૯.
વિનય કરીને કહ્યું (૨) કમલાંની જોડયોરે (૨)
પીઉજી સુણો મુજ વીનતી—૨૦.
પાછલી રજનીરે (૨) ભર નિદ્રારે (૨)
સોળ સપના શુભ પેખીયાં—૨૧.
તેહ તણાં ફલ સ્વામી (૨) મુજને પરકાશોરે (૨)
સંશય રહે ન મુજ તણો—૨૨.

અવધિજ્ઞાને કરી (૨) નરપતિ ભાખ્યુંરે (૨)
પુત્ર હોશેરે તુમ સુંદરી....૨૩.
તીર્થંકર ત્રણ (૨) લોકના સ્વામીરે (૨)
તે તુમ ગર્ભમાં અવતર્યા—૨૪.

ફલ સુણી હરખ્યાં (૨) નિજ ઘેર આવ્યારે (૨)
ચતુરનિકાય સુર આવીયા—૨૫.
ભવનવાસીરે (૨) વ્યંતર દેવોરે (૨)
જોતીષ વિમાનવાસી આવીયા—૨૬.

કોઇ એક દેવીરે (૨) સ્નાન કરાવેરે, (૨)
ગંધોદક જળ લાવીને—૨૭.
વસ્ત્રાભૂષણ લઈ (૨) નિજ થાનક જાયરે (૨)
છપન કુમારિકા સેવા કરે—૨૮.

સેવા કરતાંરે (૨) રાત દિન જાયરે (૨)
જેમ જનુનીનું મન રીઝવે—૨૯.
શ્રી હ્રી ધૃતિરે (૨) કીર્તિ એ નામોરે (૨)
બુદ્ધિ એ લક્ષ્મી કુંવારિકા—૩૦.

કોઇ એક દેવીરે (૨) સ્નાન કરાવેરે (૨)
વસ્ત્રાભૂષણ કોઇ આપતાં—૩૧.
કોઈ એક દર્પણ (૨) દાખતી સુંદરી (૨)
કોઈ એક સિંહાસન ઠવે—૩૨.

કોઈ એક શિરપર (૨) છત્ર ધરતાંરે (૨)
કોઇ એક ચમર ઢાળતાં—૩૩.
કોઈ એક કોમળ (૨) સેજ બીછાવેરે (૨)
કોઇ એક [illegible]—૩૪.

એ વિધિ ષટ્ નવ (૨) માસ સુરાસુર (૨)
માતા પિતાની સેવા કરે—૩૫.
સંવત અઢારસેરે (૨) નવઆ નીરખ્યારે (૨)
ભાદરવા સુદી સાતમ દીને—૩૬.
જશકીર્તિ ગુરૂરે (૨) ચરણે નમી કહું (૨)
ગરભ કલ્યાણક જિન તણા—૩૭.
પાદત લાલજા (૨) ઇમ ઓચરેરે (૨)
સોલ સપન ચિત્ત ધારજોરે—૩૮.
જે નરનારીરે (૨) ભણેરે ભણાવેરે (૨)
સ્વર્ગ મુક્તિ સુખ પામશે—૩૯.

**(સ્વર્ગસ્થ લલ્લુભાઇ રાયચંદ શાહ દ્વારા સંગ્રહીત)**

**પ્રાત:કાલની પ્રાર્થના.**

વીતરાગ સર્વજ્ઞ હિતંકર, શિશુગણકી અબ પૂરો આશ
જ્ઞાનભાનુકા ઉદય કરો અબ, મિથ્યાતમકા હોય વિનાશ. ૧
જીવોંકી હમ કરૂણા પાળે, ઝૂઠ વચન નહીં કહે કદા,
ચોરી કબહુ ન કરિ હૈ સ્વામી, બ્રહ્મચર્ય વ્રત રખેં સદા ૨
તૃષ્ણા લોભ બઢે ન હમારે, તોષ સુધા નિત પિયા કરે,
શ્રી જિનધર્મ હમારા પ્યારા, ઈસકી સેવા કિયા કરેં. ૩
તર્ક, છંદ, વ્યાકરણ કલા સબ, પઢે પઢાવેં ચિત દેકર,
વિદ્યાવૃદ્ધિ કરેં હમ નિશદિન, ગુરૂજનકી આશિશ લેકર. ૪
માતપિતાકી આજ્ઞા પાળેં, ગુરૂકી ભક્તિ ધરેં ઉરમેં,
રહે સદા હમ કર્ત્તવ્ય તત્પર, ઉન્નતિ કરિ નિજ નિજ પુરમેં. ૫
દૂર ભગાવેં બૂરી રીતિયાં, સુખદ રીતિકા કરેં પ્રચાર,
મેલમિલાપ બઢાવેં હમ સબ, ધર્મોન્નતિકા કરેં પ્રચાર. ૬
સુખ દુઃખમેં સમતાભાવ ધારેં, રહેં અચલ જિમ સદા અટલ,
ન્યાય માર્ગકો લેશ ન ત્યાગેં, વૃદ્ધિ કરેં નિજ આતમ બલ. ૭

अष्ट कर्म जो दुःख देत हैं, उनके क्षयका करें उपाय,
नाम आपका जपें निरंतर विघ्न शोक सबही मिट जाय, ८
हाथ जोडकर शीष नमावें, हम सब भाई खडे खडे,
यह सब पूरो आस हमारी, चरणशरणमें आन पडे. ९

## गजल.

मरना जरूर होगा करना जो चाहो करलो,
फल उसका पाना होगा, करना जो चाहो करलो....टेर.
पाया मनुष जनम है, जिसका न मोल कम है,
जब तक कि तनमें दम है, करना जो चाहो करलो-१
जीवन के साथ मरना, जोबनका फल बुढापा,
धनका भी नाश होगा, करना जो चाहो करलो-२
बोओगे बीज जैसा, फल प्राप्त होगा वैसा,
होना है वो ही होगा, करना जो चाहो करलो-३
रोवोगे वा हसोगे, शीशेको देखकर तुम,
प्रतिबिम्ब वैसा होगा, करना जो चाहो करलो-४
करलो भलाई भाई, करते हो कयों बुराई,
दिन चार जीना होगा, करना जो चाहो करलो-५
कर करके छल कपट जो, लाखो रूपय कमाओ,
सब छोड जाना होगा, करना जो चाहो करलो,-६
अपने मजेकी खातिर, परके गले न काटो,
दुःख तुमको पाना होगा, करना जो चाहो करलो-७
उपकारको न भूलो, जो चाहते भलाई,
ये ही तो साथ देगा, करना जो चाहो करलो-८
शुभ काम करके मरना, समझो उसीका जीना,
जीना न और होगा, करना जो चाहो करलो-९

જો આજ ધર્મ કરના, છોડો ના ફિકરો કલપર,
સાથી ધરમ હી હોગા, કરના જો ચાહો કરલો-૧૦
હૈ મોલ જગમેં સબકા, પર મોલ ના સમઝકા,
બાલક વહ કહના હોગા, કલના જો ચાહો કરલો-૧૧

## વૈરાગ્ય ભાવના.

તેરી મેરી કરતા જન્મ ગયોરે, જન્મ ગયો કછુ સુખ ન રહ્યોરે,
ગર્ભવાસ તુને કોલ કીયો હૈ, બાહર આયો તબ ભૂલ ગયોરે-તે.
બાલકપન ખેલનમે ખોયો, જવાન હુવો વિષિહારત રહ્યોરે-તે.
વૃદ્ધ હુવો તબ કંપન લાગ્યો, કબહુ ન લિયો તુને શ્રીજીકો નામરે-તે
જ્ઞાન કહે જિનરાજ આરાધો, અષ્ટ કરમ ભય દૂર ટળેરે-તે.

---

## શ્રી શાન્તિનાથ સ્તુતિ.

શ્રી શાન્તિ તુમ્હારી, છે બલિહારી, જગ વિષે જિનરાજ-ટેક.
પુરો આશ હમારી, દઇ સુખકારી, છે બલિહારી-જગ. ૧
કુસુમ વાછિત આસન સુન્દર, ધૂપ ધૂપાદિની ધૂમ;
ઉડી રહી અલબેલા સ્વામી, નાચું છમાછમ (૨)
ભાવ અંતર ધારી, જ્ઞાન સુધારી, છે બલિહારી-જગ. ૨
રોગ શોક વિયોગ વિદારી, દેજો દર્શન દાન,
બાજત તાલ મૃદંગ સાથે, નિત્ય લગાવું તાન (૨)
પ્રભુ ભક્તિ વધારી, જયજયકારી, છે બલિહારી-જગ. ૩
છત્ર ચમર અને ભામંડલ, ઝલકે ઝાક ઝમાલ,
શાન્તિ સંઘમાં શાન્તિ ફેલાવી, કરજો મંગલ માલ (૨)
માંગું મન વિચારી, વિનય ધારી, છે બલિહારી-જગ. ૪

---

## સીમંધરસ્વામીનું સ્તવન.

સીમંધરસ્વામી, દરશન દો મહારાજ;
મારે અવર નહીં કોઈ કાજ, મારે રત્નત્રયનું જોઇએ રાજરે સી.
વિદેહ ક્ષેત્રમાંહિ જાણીયુંરે, કોઇ ભવિજન કેરોરે વાસ.
સીતા નદી ઉત્તર તટેરે, કોઇ શોભા જગત વિખ્યાતરે-સી.
સમોશરણ તહાં શોભતુંરે, કોઇ બારે જોજન વિસ્તાર;
સીમંધર તહાં દેવલોરે, કોઇ વ્યહરમાન ગુણમાલરે—સી.
બારા સભા તહા શોભતીરે, કાઇ ચતુરવિધિ સંઘ સોહાય;
જિનવાણી તહં ઉચરેરે, કાંઇ જોજન માન પ્રમાણરે-સી.
કાગલ લખ્યો તહા પહોચે નહીંરે, કાઇ સ દેશો નહીં લગાર;
ભાવ સન્દેશો મોકલુંરે, કાઇ મનડું તુમ્હારી પાસ—સી.
ઘાતિ કર્મ ક્ષય કારણે રે, કાઈ અરજ કરૂં છું મહારાજ;
રત્ન રિદ્ધિ મુજ ખપ નથીરે, કાઈ દેવલોક નથી મુઝ કાજરે-સી.
સંવત અઢારસો પંદરા, કાઇ અરજ કરૂં છું મહારાજ;
પોષ અંધારી એકાદશીરે, કાઇ વાંછિત પુરોની આશરે-સી.
જહ નગર તહ શોભતુંરે, તહં તે દેવનું નામરે;
કર જોડી સેવક કહેરે, કાઇ માગુ અવિચલ રાજરે-સી.

## શ્રી મેરૂશિખરગિરી સ્તવન.

સરસ્વતી માતાને હું પાય લાગું, નિરગ્રંથ ગુરૂ પાસે બુદ્ધિજ માંગુ.
મેરૂ શિખર ગિરી જિનરે ચૈતાલાં;
તે હું વન્દું ત્રણજ કાળ-મેરૂ શિખર.
પ્રથમ મેરૂ સુદર્શન જાણું,
વિજય બીજો ને ત્રીજો અવિચળ વખાણું-મેરૂ.

મંદિર મેરૂ ચોથોરે જાણું,
વિદ્યુત હૂં પાચમો વખાણુ-મેરૂ શિખર.
મેરૂ મેરૂ ફરતે સોળ સોળ ચૈત્યાલય,
એસીએ પ્રસાદે હું વન્દૂ આનંદે-મેરૂ શિ૦
ભાદરવા સુદી અજવાળીરે પાચમ,
પાચ દિવસ પૂજા ભણોરે ભાવિકજન, મેરૂ શિખર૦
તાલ મૃદંગ વીણા વાજિંત્ર વાગે,
થથા થઇ થઇ અવિચલ નાચે, મેરૂ શિખર૦
શ્રી કુન્દકુન્દ ગુરૂ એણીપેરે બોલે,
દેવ નહિ કોઇ જિનવર તોલે, મેરૂ શિખર૦
ભાવ ભક્તિ કરી જે કોઇ ગાવે,
સ્વર્ગ મુકિત તણા નિશ્ચય ફળ પાવે, મેરૂ શિખર૦

## સીમંધરસ્વામીનુ સ્તવન.

ધન્ય ધન્ય ક્ષેત્ર મહા વિદેહજી ધન્ય કુંડલપુરી ગામ
ધન્ય છે ત્યાના માનવીજી નિત્ય ઉઠી કરે પ્રણામરે
સીમંધર સ્વામી કયારે હું મહા વિદેહ આવીશ
જેવન્તા જિનવર કયારે હું તમને વંદીશ
ચાંદલીયાજી સન્દેશો કહેશો સીમંધર સ્વામીને
ભરતક્ષેત્રના માનવીજી નિત્ય ઉઠી કરેરે પ્રણામરે સીમંધર.
સમોવશરણ દેવે રચ્યુંજી ચોસઠ ઈંદ્ર નરેશરે
સોના તણા સિંહાસન બેઠા ચમર છત્ર ધરેશરે, સીમંધર.
ઈન્દ્રાણી કાઢે ગુમડીરે, જયા મોતીના ચોક પુરેશ
લરી લરી લેસે લોસનજી જિનવર દેવે ઉપદેશરે, સીમંધર.
રાયને વ્હાલો ઘોડલોજી, વેપારીને વ્હાલું છે ધન
અમને વ્હાલા સીમંધર સ્વામી, જેમ સીતાને વ્હાલા છે રામરે સીમંધર.

નહિ માંગું હું રાજ રીદ્ધિજી. નહિ માંગું અન્ય ભંડાર,
હું માંગું પ્રભુજી એટલુંજી, તુમ પાસે અવતારરે. સીમંધર.
હેવે નહિ દીધી પાંખડીજી, હું કેમ કરી આવું હજુર,
મુજરો હમારો માનજોજી, ઉગમતે પ્રભાતે સૂરરે. સીમંધર.
એવે અમે મેં સાંભળ્યુંજી, હવે કરવારેય પચખાણ,
બે કર જોડી વિનવેજી, વિનતડી ઉર ધારરે. સીમંધર.

## મનોરથ માળા.

શ્રી જિનવરસ્વામીને મન ધરી, શ્રી જિનવાણી નિશ્ચય કરી,
સાર મનોરથ માળા ગાઈસું, એ। જિનજી—૧
અનાદિ કાળનો જીવ રડબડયો, કુગુરૂ કુદેવ કુધર્મ ફેલો,
સત્ય મારગ વિના જીવ બાપડો, હો, એ। જિનજી—૨
કાળ લબ્ધી પામી કરી, શ્રી જિનવર ધર્મ હૃદયે ધરી,
કરણી ફળ દરશનમેં નિર્જરા એ। જિનજી—૩
સાત વ્યસન કયારે ટાળશું, અષ્ટ મૂલગુણ કયારે પાળશું,
તેરે વિધિ વેરાગ્ય કયારે ચિંતવસુ, હો, એ। જિનજી—૪
શ્રાવકનું વ્રત આદરી, દાન પૂજા ઉત્સવ કરી,
નિરગ્રન્થ પદી કયારે પામશું, એ। જિનજી—૫
તેર પ્રકાર ચારિત્ર ધરી, ઘોર વ્રત તપ આદરી,
ત્રિકાળ સામાયિક જેમ ધરી, ભય પરિહરી, એ। જિનજી—૬
ગિરિ કોટર અટવી વને રહી, રહ્યા એક રહ્યા મન સ્થિર,
મન તણારે મેલ કયારે ટાળસું એ। જિનજી—૭
[illegible] સહુ પરિહરિ, શત્રુ મિત્ર સમો ગણી,
મોહ વૈરીથી કયારે જીતશું. એ। જિનજી—૮
આત્મધ્યાન ક્યારે દીપાવશું, બાવીસ પરીષહ કયારે જીતશું,
સમતાનું સરોવર કયારે ઝીલશું. એ। જિનજી—૯

ઉપશમ, વેદક, ક્ષાયક, અતિ નિરમળુ સમકીત
એવુ ગુણુસ્થાન ક્યારે પામશુ, ઓ જિનજી—૧૦
ક્ષપક શ્રેણી આરોહિણી કરમ તણા મેલ ધોઇને,
નિર્મળ ભાવ ક્યારે ભાવસુ ઓ જિનજી—૧૧
સુકલ ધ્યાન સહજ કરી, ઘાતિયા કર્મનો ક્ષય કરી
કેવલજ્ઞાન ક્યારે પામશુ ઓ જિનજી—૧૨
ભવ્ય જીવોને બોધ આપરી, શેષ કર્મને દૂરે કરી
મોક્ષ નગરીરે ક્યારે પામશુ ઓ જિનજી—૧૩
એવા એવા મનોરથ જે ભણે, તે નિશ્ચે હી મુક્તિ રમણી વરે,
ઓ જિનજી—૧૪

## રાત્રિભોજન ત્યાગ સ્તવન.

રજની ભોજન સજની ક્યારે નવ કરોરે,
રાતે જમતા જન્તુ પડે છે પાત્રમા
તેથી લાગે જમનારાને પાપ જો–ટેક૦
પાપથી નવ સચવાયે, જીવની દયા,
જિનવાણીનો તેથી થાય ઉપાવ જો—રજની૦
કીડી આવે મુખમા મતિ લોપાય જો
જુ આવેથી રોગ જલન્દર થાય જો—રજની૦
વમન કરાવે માખી મુખમા પેસતા,
મકડી ખાતા કોઢ શરીરરે—રજની૦
કાટો પીડા કરે ગળામા અતિ ઘણી,
બીછુ તાલુ બીંધે પીડા કાળી જો—રજની૦
સ્વરનો ભંગ કરે છે વાર મુખમે પડયો,
પીડા સૌથી થાય અપાર જો—રજની૦

હંસ અને કેશવની કથા ગવાયજી,
રાત્રિ-ભોજન પર છે દ્રષ્ટાંત—રજની૦
શ્રદ્ધાન કરીને મનમાં ધરજો પ્રીતથી,
એ વ્રતથી પામો પુણ્ય મહત—રજની૦

## શ્રી જિન ચૈત્યાલય વંદના.

આઠ કરોડ ને છપન લાખ, સતાણુ હજાર જાણોજ વળી,
ચારસેં એક્રાસી ભગવતના, તેજ ઠેકાણે છેજ કળી.
તે ચૈત્યાલય નવસેં કરોડ ને, પચવીસ કરોડજ ત્રેપન લાખ;
સતાવીસ હજારજ જાણો, નવસે અડતાલીસજ લાખ.
જિનેશ્વરની છે પ્રતિમાજી, તેહને મારા છેજ સદાય,
ત્રિકાળે વંદના છે હોસથી, કરૂં કરૂં હું નિત્ય વંદનાય.
નમી નમી લાગુ છુ હું પાએ, મનવચ કાય શુદ્ધ કરી,
સંવત ઓગણીસે ચોપન ને, માસ નવમો અષાડ ધરી.
વાર શુકર ને તીથી બારમી, તેજ દીવસ મે કર્યા પ્રણામ.
કહે છે ભાઇદાસ સરવને, નમી નમીને કરો પ્રણામ.

## દુમીલા છંદ.

સાત કરોડ ને બહોતર લાખ, પાતાળ વિષે જિન મંદિર જાણો.
મધ્ય લોકમેં ચોસે અઠાવન, વ્યંતર જોતીષકે અધિકાનો.
લક્ષ ચોરાસી સહસ સતાણુ, ત્રેવીસ ઉરધ લોકમાં વખાણું,
એક એકમેં પ્રતિમા સત આઠ, નમું તીહુ જોગ ત્રિકાલ શયાનું.

## શ્રી ચોવીસ તીર્થંકર પ્રભુનું સ્તવન.

પ્રણામ પ્રણામ પ્રણામ, કરો બંધુઓ પ્રણામ;
ચોવીસે જિનરાજને, કરો જૈનીઓ પ્રણામ.

ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિનાથ ભગવાન,
પદ્મપ્રભુને ભાવે ભજીએ, રક્ત વર્ણ છે વાન પ્રણામ. ૧
સુપાર્શ્વનાથ સસમા પ્રભુ, વીસ લાખ પૂરવનું આય;
ચંદ્રપ્રભુ ને સુવધિનાથની, ઉજ્વળ વરણી કાય. પ્રણામ. ૨
શીતળનાથ શ્રેયાંસ પ્રભુને, વંદું બે કરજોડ;
રક્ત વર્ણના વાસુ-પુજ્ય, પહોચાડે મનના કોડ. પ્રણામ. ૩
વિમળ અનંત ને ધર્મ મંદરમા, શાંતિનાથ જિનરાજ;
કુંથુ અરની સેવા કરતાં, સરસે સઉનાં કાજ. પ્રણામ. ૪
અઢારમા પ્રભુ કંચન વર્ણના, સેવ્યાથી દુ:ખ જાય;
સુદર્શન રાજાના કુંવર, ઓલનાથ કહેવાય. પ્રણામ. ૫
મલ્લીનાથ છે નીલ વરણના, સુનીસુવ્રત છે શ્યામ;
એકવીસમા તીર્થંકર કેરૂં, નેમીનાથ છે નામ. પ્રણામ. ૬
બ્રહ્મચારી પ્રભુ નેમીનાથની, અંજન સમ છે કાય;
પાર્શ્વનાથ છે નીલ વર્ણના, સેવ્યાથી સુખ થાય. પ્રણામ. ૭
ચોવીસમા પ્રભુ વીર જિણંદને, ચરણે નામી શીષ;
એક ધ્યાનથી ચિત્ત ધરીને, શ્રો આરાધો જગદીશ. પ્રણામ. ૮
દો રાતા દો ધોળા નીલા, દોય પ્રભુ છે શ્યામ;
સોળે જિનેશ્વર કંચન વર્ણના, પહોચ્યા મુક્તિધામ. પ્રણામ. ૯
દયા દાન બાળકો મળીને, માગે પ્રભુની પાસ;
કરજોડી સેવક વીનવે છે, પૂરો હમારી આસ. પ્રણામ. ૧૦

## શ્રી શાંતિનાથ મહારાજને અરજ કરવા વિષે.

શાંતિ જિનેશ્વર અરજ સ્વીકારો,
જન્મ મરણનો ફેરો નીવારો (એ રાગ) આંચલી.

કાલ અનંતા ભવ માંહે ભટક્યો;
તોય ન આવ્યો આરો હમારો. શાંતિ० १
પૂરવ પુન્ય કીધા હશે જિનજી;
દીઠો દેદાર મેં નાથ તમારો. શાંતિ० २
આજ મનોરથ અમારા ફળીયા;
સફળ થયો હવે જન્મ હમારો. શાંતિ० ३
આશા પૂર્ણ કરશોજ દેવા;
પ્રાણ તમારો અતિ દુખીયારો. શાંતિ० ४
ભવજળ માંહે સેવક ડુબે છે,
દીન દયાળુ તમે તો ઉગારો. શાંતિ० ५
મોડા વહેલા પ્રભુજી તમારે;
તાર્યા વિના નહિ છુટકો થનારો. શાંતિ० ६
તો હવે વાર કરો શા કારણ;
હસ્ત ગ્રહીને જલદીથી તારો. શાંતિ० ७
દયા દાન બાળકો મળી બોલે;
તુમ સાહેબ અમ પાર ઉતારો. શાંતિ० ८

---

## પ્રભુપુજા વખતે ગાવાની વંદના.

### દોહરા.

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવનીધ,
પ્રભુ દર્શનથી પામીએ, સકળ પદારથ સિદ્ધ.
ભાવે જિનવર પૂજીએ, ભાવે દીજે દાન,
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળ જ્ઞાન.
તપત વસ્તુ શીતળ કરે, ચંદન શીતળ આપ,
ચંદન શ્રીજિન પૂજતાં, મટે મોહ સંતાપ.

વાડી ચંપો મોગરો, પુષ્પ જુ માળ ધરેય,
રૂડા જિનવર પૂજીએ, પાંચે આંગળીએ.
રાજા નમે પ્રજા નમે, વાણી ન લોપે કોય;
રૂડા જિનવર પૂજતાં, પૂજાનાં ફળ હોય.
તારંગે શ્રી અજિતનાથ, નેમ નમું ગિરનાર;
ધૂળેવ નગર રીખવ નમું, વંદું ભાવ શ્રીકાર.

## શીયળ સઝાય.

શીયલ મુદ્રિકા ખરી પિયારી, જે પાળે નરનાર જો,
સોળ વરસના જંબૂ સ્વામી; લીધો સંજમ ભાર જો;
નવાણું કરોડ સોનૈયા ઉછાળ્યા, શીલ તણા પરભાવ જો-શી. ૧
રથ વાળીને નેમ જિણંદા, જઇ રહ્યા ગઢ ગિરનાર જો.
પશુ છોડાવીને સંયમ લીધો, રાજુલ મેલ્યાં તેણીવાર જો-શી. ૨
વિજીઆ શેઠ ને વિજીઆ.રાણી, પલંગ વચી તલવાર જો,
આખી અણીએ શીલવત પાલ્યું, ઉતરીઆ ભવપાર જો-શી. ૩
સુદર્શન શેઠને શૂળીએ ચઢાવ્યા, મન સમર્યા નમોકાર જો
શૂળી ફીટીને સિંહાસન થયું, શીલતણા પરભાવ જો-શી. ૪
સતી સીતાને કલંક ચઢાવ્યું, મોકલીયાં વનવાસ જો
બળતી અગ્ની પાણી કીધું, શીલતણા પરભાવ જો-શી ૫
શેઠાણીને ઘેર શ્રાવિકા પરણાવી, મન સમર્યા ણમોકાર જો,
સાપ ફીટીને ફૂલમાળા થઇ, શીલતણા પરભાવ જો-શી. ૬
ચંપા પોળે તાળાં દીધાં, કીધાં દેવ મોરાર જો,
સતિ સુભદ્રાએ પોળ ઉઘાડી, શીલતણા પરભાવ જો-શી. ૭
નળરાજા ને દમયંતા રાણી, ભમ્યાં વનમોઝાર જો,
સાર્થ સરથથી ઘેર પધાર્યા, શીલતણા પરભાવ જો-શી. ૮

કોશાને ઘેર સ્થુલીભદ્ર સ્વામી, રહ્યા ચોમાસા ચાર જો.
આંખી અણીએ શીલ વ્રત પાલ્યું, ઉતરીયા ભવપાર જો-શી. ૯
કરજોડીને કવિજન બોલ્યા, એ અવગુણની વાર જો,
સાચું શીલવ્રત જે નર પાળે, ઉતરશે ભવપાર જો-શી. ૧૦

## રાજુલમતિના સાત વાર.

હું નમુંરે નેમી જિનંદ, ગઢ ગીરનારોરે,
રાણી રાજુલ જુવે વાટ, સાતજ વારોરે (એ રાગ.)
સખી આદિતે અરિહંત, અબ ઘેર આવોરે,
મારા શ્યામ સલુણા નાથ, મનમાં ભાવોરે. હું નમું. ૧
સખી સોમે સોલ શણગાર, સજીએ અંગેરે,
મારા જુગજીવનની સાથ, રમવું રંગેરે. હું નમું. ૨
સખી મંગલ શુભ દિન આજ, મંગલ ચારોરે,
મારો નવ ભવ કેરો સ્નેહ, રવામી સંભારોરે. હું નમું. ૩
સખી બુધ ઘેર આવો નાથ, બુદ્ધિના બળીઆરે,
પ્રભુ એક સહસ્ત્ર ને આઠ, લક્ષણ ભરીયારે. હું નમું. ૪
સખી ગુરૂ ગીરવા ગુણવંત, શિવાદેવીનારે,
તાત સમુદ્ર-વિજય કુલચંદ્ર, નેમ નગીનારે. હું નમું. ૫
સખી શુક્રરે સહેસાવન, ચાલ્યા સજનીરે,
મારે સમય થયો પ્રભાત, વીતી રજનીરે. હું નમું. ૬
સખી સનીચર સંજમ લીધ, પ્રીત વધારીરે,
દોનુ પામ્યા પરમાનંદ, નેમ ને નારીરે. હું નમું. ૭
સખી મૂળચંદ કહે છે એમ, આશા ફળશેરે,
જે કોઇ નિરમલ પાળે શીલ, ભવ જળ તરશેરે. હું નમું. ૮

## નેમ રાજુલના બાર માસ.

પ્રથમ સરસ્વતી આરાધું, વળી વળી વસ્સોદા માંગું,
બહુ ગુણ નેમજીના ગાઉંરે, સખિ જઈ નેમજીને કહેજો;
કારતક મહિનો કેમ જાશે, સહેજલડી સુખ નહિ થાશે,
મંદિરીએ કેમ રહેવાશેરે. સખિ૦ ૧
માગશર વનમાં જઇ વસીયા, ચારિત્રના છો રસિયા,
કામ થકી દૂર ખસીયારે. સખિ૦ ૨
ઉત્તમ મહા આવ્યો પોષે, મનમાંથી મેલો રોશે,
અઢાર દૂર કરો દોષે. સખિ૦ ૩
માહાની મોટી છે રાત્યો, દયાંતણી કરજો વાતો,
નીત નીત જોઉં જદુપતી વાટોરે, સખિ૦ ૪
ફાગણે રંગ મેલો હોળી, ભરજો ગૂલાબતણી ઝોળી,
બાળો કરમ તણી હોળીરે. સખિ૦ ૫
ચૈતર તરૂવર બહુ ફળીયા, મન મોહનજી નવ મળીયા,
ટચલી આંગળી અનંત બળિયારે. સખિ૦ ૬
વૈશાખે પાકી છે દ્રાખો, આબા દાઢેમની સાખો,
શુકલ ધ્યાનના રસ ચાંખોરે. સખિ૦ ૭
જેઠ માસ કામ કરે કેરી, આવો સાહેબ રંગ રેલી;
ટાણે વસિયા વન મેલીરે. સખિ૦ ૮
અષાડે મેઘ તણી ધારા, વીજ કરે છે ચમકારા,
સામું જુવો પ્રીતમ પ્યારારે. સખિ૦ ૯
શ્રાવણ સરવરીએ ભરશે, કે નદીએ નીર ઘણાં ભરશે;
બપૈયા પેઉ પેઉ કરશેરે. સખિ૦ ૧૦

ભાદરવો ભેરી ગાજ્યો, મોર કળા કરી નાચ્યો;
કામતણા બાણજ વાગેરે. સખિ૦ ૧૧
સુજ્ઞાન વિજ્ઞાન આસો માસે, કે આગળ દીવાળી થાશે,
સ્વામિ વિના કેમ રહેવાશેરે. સખિ૦ ૧૨
નવ આવ્યા બારે માસે, કેવલ થઇ મુક્તિ જાશે,
રાજુલમતિ સ્વર્ગે જાશેરે. સખિ૦ ૧૩
સંવત અઢાર અડસઠ વરખે, ફાગણ સુદ ચૌદશ સરખે;
મદન વારે મન હરખેરે. સખિ૦ ૧૪
ગામ પ્રાતીજમા સારો, હુમડ જ્ઞાતે સરદારો,
શાન્તીનાથાને દરબારોરે. સખિ૦ ૧૫
શ્રી ધર્મચંદ્રસૂરી આવ્યા, બેઉ ચોગાસા સુખ પાવ્યા,
નેમ રાજુલના ગુણ ગાયારે. સખિ૦ ૧૬

## લાવણી.

સુણ સુણ જીવ સુજાણ સુજાણા, સમકિત શુદ્ધ રૂદે ધરના, (૨)
ક્રોધ માન માયા મદ મચ્છર, લોભ પાપ સબ દૂરી કરના. સુ૦
આ સંસાર અસાર જગતમા, સાર ન દીસે લોક સહુ,(૨)
લખ ચારાસી ફેરા ફરતા, એળે ગુમાયો કાળ બહુ. સુ૦
માનવ ભવ દુર્લભ હે ભાઈ દુર્લભ શ્રાવક કુળ સારો, (૨)
જૈન ધરમ મળવો તુજ દુર્લભ, જતન કરો સુખનો ગારો સુ૦
શ્રી ગુરૂ શીખ ધરો મનમાહી, દાન શીયળ તપ ભાવ ધરી; (૨)
કહે સકલ શુભ માર્ગે ચલના, રહેજે શિવ રમણી વરના.

## ગયો વખત પાછો નહી આવવા વિષે.

ભેર ભેર નહી આવે, અવસર ભેર ભેર નહી આવે. (એ ટેક.)
જ્યુ જાણે ત્યુ કરલે ભલાઇ, જનમં જનમ સુખ પાવે અ૦ ૧

તન ધન જોબન સબહી જૂઠો, પ્રાણ પલકમેં જાવે, અ૦ ૨
તન છૂટે ધન કોણ કામકો, કાહકું કૃપણ કહાવે. અ૦ ૩
જાકા દીલમેં સાચ બસત હૈ, ત્યાકું જૂઠ ન ભાવે. અ૦ ૪
આનંદઘન પ્રભુ ચલત પંથમેં, સમરી સમરી ગુણ ગાવે. એ૦ ૫

## સ્તુતિનું ગાયન.

શી ગતિ થાશે હમારી, હાંહાંરે પ્રભુ શી ગતિ થાશે હમારી,
ચાર દુષ્ટ ચારી કેડે પડયા છે, ક્રોધ માન મોહ કારી. હાં.
વળી માયા મારે છે મૂજને, વેરી એ અમ કેરા ભારી. હાં,
તે કારણ તુમ શરણે આવી, વીનતડી અવધારી. હાં.
તૂમ વિના તે સર્વે દુષ્ટો, જાએ કેમ નિવારી. હાં.
આ જગતમાં દેવ ઘણા છે, બ્રહ્મા કૃષ્ણ મોરારી. હાં.
પીર પેગંબર ને વળી માતા, જોયા જગતમાં ધારી. હાં.
તે સર્વેમાં તુજને દેખું, ગુણ ગુણના ભંડારી. હાં.
તુમ વિના દૂજો નહી સ્વામી, દુનિયામાં તારણ હારી. હાં.
માટે દયાળુ દુષ્ટોને કાઢી, દેખાડશો શિવ નારી. હાં.
દાન દયાના બાળ મળીને, એટલી અરજ ગુજારી. હાં.

### લાવણી.

દીસો જિનરાજ જયકારી, નમે આ સમાજ અતિભારી;

### સાખી.

અષ્ટ કર્મ કેડે પડયાં, મુક્ત કરો જિનરાજ,
કાપી પાપ અમાપ આપ, તુમ પદવી આ સમાજ;
નમે તુજને વારી વારી, સમાજ આ અતિ ભારી. દી૦ ૧

## સાખી.

જીવ તુજ મૂર્તિ મન રમી ગમી અતી ચિત માય,
આ સેવકો તારજો, ઝાલીને અમ બાંય,
દેશો આપ મતી સારી, કરીને આપ કૃપા ભારી હી૦ ૧

## સાખી.

તૂજ મૂર્તિ દર્શન વિના, નહી સમકીત નહી સુખ
મોક્ષ લક્ષ્મી નહી પામશે તે જિન આગમ રીત,
તેથી નમે બાળ આવારી, લેજે પ્રભુ તુ અમ તારી હી૦ ૧

## લાવણી-ઓચ્છવમા ગાવાની

ધન ધનરે ચોઘડીઉં મારે આજનુ રે,
મે તો મુખડુ જોયુ રે જિનરાજનુ રે,
વ્હાલાના વદનપર વારી કોટીક ચદ્રમારે,
પ્રભુને નિશદિન વાછુ છુ ખમારે ધન૦
પ્રભુનુ મુખડુ જોતા રઢ લાગશેરે,
દુખ જન્મ મરણનુ ભાગશે ધન૦
વહાલો મનના માન્યા તે સુખ આપશેરે,
કરી પોતાનો અક્ષય પદ થાપશેરે ધન૦
ગાઓ ગીત જ્ઞાન તાન સોહામણારે,
સુર શશિને સદાએ વધામણારે ધન૦

## મુનિના ગુણ વિષે

પાપ પથ પરિહરે, મોક્ષ પથે પગ ધરે,
અભિમાન નહીં કરે, નિંદાકો નિવારી, હૈ.,
સસરોકો છોડે સગ, આળસ નહીં, છે અગ,
જ્ઞાની સાથે રાખે રગ, મોટો ઉપકારી હૈ.

મન માંહી નિરમલ, સોહે શંઆકો જલ,
કાટે હે કરમ દલ, નવ તત્વ ધારી . હે.
સંજમકો કરે ખપ, બારે ભેદે શખે તપ,
ઐસે મુનિરાજકું, વંદના હમારી હે.

લાવણી.

પૂજોને ધર્મ કુમાર, ભવીજન પૂજોને ધર્મ કુમાર;
નવણ વિલેપન કુસુમે કરીને, જલ ચંદન મનોહાર. ભવી૦
ધૂપ દીપ નૈવેદ ધરીને, અવિચળ પાંમો સુખવાસ. ભવી૦
આજ સમાજ અતી ઉમંગે, ગુણે ગુણનો રાસ, ભવી૦
તુમ મંડળી તુમ પાસે માગે, ભવો ભવ ગુરુકો આસ. ભવી૦

## શ્રી રૂષભદેવસ્વામીનું પ્રભાતીઉં.

આજ તો વધાઈ રાજા નાભીકે દરબારરે, મરૂ દેવી બેટા જાયા;
રીખવ કુમારરે. આજ તો વધાઇ૦
અયોધ્યામાં ઓચ્છવ હુવો, ઘેર ઘેર મંગળ માળરે,
ઘનન ઘનન ઘંટજ વાજે, દેવ કરે થેઇ થેઇકારરે. આ૦
ઇંદ્રાણી સર્વ મંગલ ગાવે, લાવે મોતનકી માળરે,
ચંદન ચરચે પાયે પૂજે, પ્રભુજી જીવો ચિરકાળરે. આ૦
નાભી રાજા દાનજ દેવે, વરસે અખંડા ધારરે,
શહેર નયર પુર પાટણ દેવે, દેવે ભર્યા ભંડારરે. આ૦
હાથી દેવે સાથી દેવે. દેવે રથ તુખારરે,
હીર ચીર સરખંગ પીતાંબર, દેવે સર્વ શણગારરે. આ૦
ત્રણ ભુવનકો દિનકર પ્રગટયો, ઘેર ઘેર મંગલ માલરે,
કેવળ કોમળ રૂપ નિરંજન, આદેશ્વર દીયાલરે. આ૦

## ઋષભદેવસ્વામીનો શલોકો.

સરસ્વતી સ્વામી તમ પાયે લાગું, બુદ્ધિ વધેરી એમસ્ માગું,
સારૂં કરે તું શારદા માય, ભૂલ્યો અક્ષર આણે તું ઠાય;
રીખવ જિનેશ્વર લાગું છું પાય, સેવા કરૂં તુમ ધુલેવના રાય,
આદીનાથ સમરૂં અરિહંત દેવા, નરનારી કરે તમારી સેવા.
સાચાં વરખાં ને આંખડીએ અવતાર, દુઃખ ના લાગે રતીએ લગાર,
રીખવજી કેરો કહું છું સલોકો, એક મનથી સાંભળજો લોકો.
ખડક દેશમાં ખુમાણર ગામ, જુનું નગર ને ઉત્તમ ઠામ,
જિનેશની પ્રતિમા મ્લેચ્છે ભાંગી, ભાંગી મુરતી ને નવખંડ કોપ્યા.
મુકી ભમરા ને ભરખજ લીધો, હવે નહીં આવું આણેજ ઠામ,
સાચાં સપનાં તે સેવકને દીધાં, ઉઠરે સેવક સુતેગ જાગે.
સવા નવ મણની લાપસી ભરડાવો, સાધા મેળવી ભૂઈમા ભંડારો,
નવમા દીવસે ઉઘાડી જોજો, સાધા મળે તો સાચાં વચનો.
અરકતનાં પશતક દેખાડી દીધા, ત્યાથી બીરાજ્યા ધુળેવ માંહી,
વધ્યો મહિમા ને તેજ અપાગ, અરગલીઆ મરગલીઆ મરદ મુછાળા.
દેશ દેશોના સંઘજ આવે, નીત નવેરી પૂજા ભણાવે,
મન મોહ્યું છે મંડપ ચઢતાં, પાપ છૂટે છે પાંસળીઓ નમતાં.
ધર્મ ધર્યું છે મંડપ મહિ, સામો મેઘો ને બલવંતા વલીયા,
મરદો કેશરથી પૂજે જગદીશ, રતનનાં તોરણ બાંધ્યાં છે દ્વાર.
સોવનનાં ઈંડા ઝળકે છે ચાર, આખેરી પુતળી થંભજ માંહી,
ગર્ભ આવે તે વાધજી સામજીનો, ભડારે આવે તે નામે ચઢાવો.
બાવન જિનવરનુ દેહરૂં ચણાવો, સલાટના મન હરખ ન માય,
ખોળામાં ચોખા હાથમાં ઝારી, ફુદારો પુરે આશ હમારી;
રીખવજી કેરા દરબારે ચઢીયા, મહારાજને સેવી દરશન કરિયા.

---

## પરનારીની સઝાય.

સુણ ચતુર સુજાણ પરનારીસું પ્રીત કબુ નવ કીજીએ,
મારા વહાલાજી દેખી પીયારી નાર કે હરખ ન કીજીએ.
હાંરે જીવ સાંજ પડે દિન આથમે, તારો જીવ ભમરાની
પેરે ભમે, તને ઘરનો ધંધો નવ ગમે. સુણ૦
હાંરે તું પહેલો મ્લેચ્છ દૂતીને તારૂં સર્વે લેશે લૂટીને;
પછી રહેશો હૈયું કૂટીને. સુણ૦
હાંરે તને પ્રેમનો પ્યાલો પાઇને, તારૂં સરવે લેશે વાહીને,
તને કરશે ખોખું ખાઇને. સુણ૦
હાંરે તું બેઠો મૂછો મરડીને, તારૂં કાળજું ખાસે કરડીને,
નહી મૂકે માંસ આંતરડાને. સુણ૦
હાંરે તું પર મંદિરમાં પેસીને, તું પર સજ્યાએ બેસીને,
તું નારી ભોગવે હાસીને. સુણ૦
હાંરે જેણે પરનારીસું મન મોહ્યું, તેણે માતપિતાનું પણ ખોયું,
તેણે મનુષ્ય જન્મનું પણ ખોયું. સુણ૦
એવી શીખામણ દીધીજ ઘણી, ત્યારે સમજ્યો પોતાનોજ ધણી,
ત્યારે પરનારી તેણે નજ ગણી. સુણ૦
જેણે પોતાનું ઘર સંભાળ્યું, જેણે નિજ નારીશું મન વાળ્યું,
તેણે પાપ સઘળું પખાળ્યું. સુણ૦
એવી શીખામણ ભણી જે ગાયે, તેના જન્માન્તરનાં પાપ જાએ,
વળી જીવ તેનો સુખીયો થાએ. સુણ૦

---

## સરસ્વતિ આરતી.

વિમલ કેવલ બોધ વિધાયિની,
સમય સાર મહિ કિલ દેવતા,
હતતઃ તમઃ પ્રસરે; મણિ દીપિતૈઃ,
ભગવતિમાહ તમ પરિપૂજયતે.

## દર્શન ભાવના.

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નીધ,
પ્રભુ દર્શનથી પામીએ, સકળ પદારથ સીધ;
ભાવે જિનવર પૂજીએ, ભાવે દીજે દાન,
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળ જ્ઞાન,
ઋષભનાથ અષ્ટાપદે, નેમનાથ ગિરનાર,
સમેદ શીખરજી ઉપરે, વીસ જિન સુખકાર;
વાસ-પૂજ્ય ચંપાપુરી, પાવાપુરી મહાવીર,
હાથ જોડી પ્રણમું સદા, સિદ્ધ ગયા ગંભીર.

## ચોવીસ જિન સ્તવન.

શ્રી જિનેશ્વરો, પ્રભુજી કૃપા કરો, ચરણ શરણ સ્મરણ કરૂં:
ભવ પીડા હરો.
ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિ પદ્મ સુપાર્શ્વ,
ચંદ્ર પ્રભુ સુવિધિ શીતલજિન, આપો અવિચળ વાસ. શ્રી.
શ્રેયાંસ વાસપુજ્ય વિમળજિન, અનંત ધર્મ જિણંદ,
શાંતિ કુંથુ અર મલ્લી પ્રભુ, મુનિસુવ્રત જિનંદ, શ્રી.
નમી નેમી ને પાર્શ્વનાથજી, મહા વીર મહાવીર,
કર્મ ખપાવી કેવલ પામ્યા, ચોદ રાજના શીર. શ્રી.

* * *

મહીમા મંગલ મહી મંગલમાં, મંગલ કરો મહારાજ;
શિવ–સુખ સેવક નમે નિરંતર, સાથે જૈન સમાજ.

## દર્શનવિધિ.

ત્રણવાર પ્રદક્ષિણા કરી ત્રણ વાર નીચે નમી નમસ્કાર કરવા. ફરતા જવું તેમ તેમ નમસ્કાર કરતા જવું. એ પછી આગળ બાજઠ ઉપર અક્ષત વીગેરે દ્રવ્ય શકિત મુજબ ચઢાવવાં



સિદ્ધ શલ્યા કરવી અને ઉપર શક્તિ પ્રમાણે દ્રવ્ય ચઢાવવું.



દર્શન, જ્ઞાન, ચારિત્ર એ રીતે અક્ષત વગેરે ચઢાવવા. દેવ ગતિ, મનુષ્ય ગતિ તિર્યંચ ગતિ, ને નરક ગતિઓ, એ ચારે ગતિનો સાથિઓ કરી અક્ષત વિગેરે ચઢાવવું.

° ° ° ° °

પંચ પરમેષ્ટીનાં પાંચ પાંચ વાર નામ બોલી અક્ષત ચઢાવવા.

° ° ° °

શ્રી પ્રથમાનુયોગ, શ્રી કરણાનુયોગ, શ્રી ચરણાનુયોગ, શ્રી દ્રવ્યાનુયોગ કહી ચઢાવવું.

° ° °

શ્રી દર્શન જ્ઞાન. શ્રીચારિત્ર જ્ઞાન, ને શ્રી સમકિત જ્ઞાન.

પછીથી સ્તુતિ કરવી. તથા વંદનાઓ સ્તવન સજ્ઝાય વગેરે શ્રદ્ધાંપૂર્વક બોલી આનંદ સાથે ઉમંગનો વધારો કરવો. ઘંટ વગાડવો. દેવ અગર શાસ્ત્ર બીજે સ્થળે હોય ત્યાં તથા ગુરૂ હોય તો ત્યાં દર્શન કરવાં.

# ણમોકાર મંત્ર વિધિ.

१ ॐ એક અક્ષરનો જાપ.

२ सिद्ध બે અક્ષરનો જાપ.

३ अरहंत ચાર અક્ષરનો જાપ.

४ अ, सि, आ, ऊ, सा, य नमः પાંચ અક્ષરનો જાપ.

५ अरहंत सिद्ध છ અક્ષરનો જાપ.

६ अर्हंत, सिद्ध, आचार्य उपाध्याय, सव्वसाधुभ्यो नमः } સોળ અક્ષરનો જાપ.

७ णमो अरहंताणं । णमो सिद्धाणं । णमो आयरियाणं । णमो उवज्झायाणं । नमो लोये सव्वसाहुणं એ પાંત્રીસ અક્ષરનો જાપ છે.

ઉપર મુજબ સારી રીતે મંત્ર તપ થાય છે. તેમાં સમય પ્રમાણે વખતને અનુસરી શુદ્ધ મન-વચન-કાયાએ કરી પદ્માસન કે અર્દ્ધ પદ્માસન કરી શુદ્ધ જપમાળા જપવી.

પછી વખત પ્રમાણે પૂજા તથા શાસ્ત્રસ્વાધ્યાય જરૂર કરવો.

---

## રૂષભનાથ સ્વામીનું સ્તવન

પ્રભુ રૂષભસ્વામી, અંતરજામી, મોક્ષના ધામી, વંદું હું વારંવાર.
પ્રભુ હાથજ જોડી, માનજ મોડી, કાયા સંકોચી, વંદું હું વારંવાર.
ધુલેવ નગરીમાં આપ બિરાજ્યા, પ્રથમ રૂષભ જિનેશ,
રીસ હરીને, ક્ષય કરીને, કર્મ કીધાં છે નિખેદરે. પ્રભુ૦
શશિની પેરે શીતલકારી, નાભિરાયા તુજ તાત,
સહસ્ર અષ્ટ લક્ષણ તમારાં, મરૂદેવી તુજ માતરે. પ્રભુ૦

કષાય દંડ બંધને તોડી, આપે કર્યા છે દૂર,
શિવ–નારિના પ્રથમ સ્વામી, આવ્યો છું આપ હજૂરરે;
દ્રવ્ય ભાવથી પૂજન કરશે, જે કોઇ નર ને નાર,
શિવ–નારિ તેને વહેલી મળશે, તે ઉતરે ભવ પારરે. પ્રભુ૦
સોવનકીર્તિ ગુરૂ પ્રતાપે, કનકકીર્તિ ગુણ ગાય,
શ્રી આદિશ્વર નયણે નરખી, હૈયે હરખ ન માયરે. પ્રભુ૦

## શ્રી દર્શન વિનતિ.

પ્રથમ નમું હું શારદા માય, મન શુદ્ધે પ્રણમું ગુરૂ પાય,
ચૈત્યાલય વંદન વિધિ સાર, ભાખું આગમને અનુસાર. ૧
જિન સ્થાનક વંદન મન ધરી, એકજ પ્રોષધ ફળ બાવરી,
ઉભો થાય વંદનને કાજ, છઠ્ઠો લાભ કહ્યો જિનરાજ. ૨
અક્ષત લઇ જબ પગલાં ભરે, ત્રેલાનું ફળ પોતે કરે,
અરધ પંથ જવ નર સંચરે, ચઉ પ્રોષધ ફલ નિત વાવરે. ૩
ત્રણ ભાગ મારગ જબ જાય, દશ ઉપવાસ તણું ફળ થાય,
ચૈત્ય શિખર વર દીસે જદા, દ્વાદશ પાવે તે તદા. ૪
ચૈત્ય –દ્વાર તવ દીસે સાર, પક્ષ ઉપવાસ ફળ તેણીવાર,
જિન પૈડી નિજ પગલાં ભરે, માસ ખમણ ફળ તવ અનસુરે. ૫
જિન ચૈત્ય માંહી સંચરે, ખટ માસા તપ તે આચરે,
જબ દ્રષ્ટિ દેખે જિનરાજ, વરસ એક તપ સારે કાજ. ૬
કરજોડી પ્રણમે જિન પાય, ખટ વીસી તપનું ફળ થાય,
ત્રણ પ્રદક્ષિણા જવ નર કરે, વરસ સહસ તપ ફળ વરે. ૭
જબ જિન પૂજે અષ્ટ પ્રકાર, વરસ સહસ્ર ફલ તપ નિરધાર,
નિજ કરજોડી સ્તવન જે કરે, તે સઘળા પાતિક પરિહરે. ૮

આરતી સઘલી આરત હરે, મંગલ આરતી મંગલ કરે,
મધ્યાહ્ને જિન પૂજા કરે, સકલ સંપદા તેહને વરે. ૯
ચાર પહોર રજનીનું પાપ, પ્રહર ઉઠીને હરત સંતાપ,
સંધ્યા કાળની પૂજા કહી, જન્મ મરણ ટાળે તે સહી. ૧૦
જિન પૂજા જે નિત પ્રતિ કરે, તે નર મન વાંછિત ફળ વરે,
જિન દર્શનનું નિશ્ચે જાય, તસ મન વંચિત પૂગે આસ. ૧૧
છત્ર ચમર સિંહાસન કરે, તે નર સુર સંપદા આદરે,
ઘંટા ચંદ્રોપક જે દીએ, તે ત્રિભુવન માંહી જસ લીએ. ૧૨
જિન ભુવને પૂજે જો કોઇ, બેલાનું ફલ પામે સોઇ,
સમ ગુણ છે વીલેપન તણું, સહસ ગુણ માળાનું ગણું. ૧૩
પંચામૃતની ધારા કરે, તે નર સુરપદ્દી અનુસરે,
મન શુદ્ધ જે જપમાલા ગણે, તે નર સઘલા પાતિક હણે. ૧૪
સુલલિત વચને ગાએ ગીત, તેથી પાપ હરે ભયભીત,
નાટિક જિનવર આગળ કરે, નર ભવ ફેરા તે પરિહરે. ૧૫
સદ્દગુરૂને નીત કરે પ્રણામ, તસ મન વાંછિત સીજે કામ,
પ્રીતિ કરી જિન આગળ સુણે, તે નર સઘળા પાતિક હરે. ૧૬
જૈન ધર્મ પાળીને સદા, તે નર દુઃખીઆ નવ રહે કદા,
પ્રહ ઉઠીને જિનપદ નમે, તે નર સઘળો પાતિક ગમે. ૧૭
જે નર દાન સુપાત્રે દીએ, તે નર ભોગ ભૂમિ સુખ લીએ.
જે નર પ્રોષધ કરે ઉપવાસ, નિબડ કર્મ છૂટે સવી નાસ. ૧૮
જિન વદનનું કહ્યું વિધાન સુણજો, શ્રાવક ચતુર સુજાણ,
શ્રીભૂષણ ગુરૂ પદ આધાર, બ્રહ્મજ્ઞાન સાગર કહે સાર. ૧૯

## પાર્શ્વ પ્રભુ સ્તવન.

પ્રભુજી પ્રેમે આવ્યોરે, પ્રભુજી પ્રેમે આવ્યોરે,
મારૂં આયુષ એળે જાય, પ્રભુજી પ્રેમે આવ્યોરે;
ધર્મ જ્ઞાનમાં ધ્યાન ન આપ્યું, પછી પસ્તાવો થાય,
કેશર ચંદન ફૂલ અષ્ટની, થકી કરૂં પુજાયરે. પ્રભુજી૦
સ્તુતિ સ્તવન આરતી કરૂં, નાચું થેઈ થેઇ કાર,
બ્હાંય ગ્રહી ચિંતામણુ સ્વામી, ઉતારો ભવ પાર;
સંસાર સાગર માંહી ઝુકાવ્યું, જીંદગી કેરૂં જહાજ,
પાર્શ્વ પ્રભુજી પાર ઉતારો, રહે ધરમની લાજ. પ્રભુજી૦

## મંગલ આરતી.

યહ વિધિ મંગલ આરતી કીજે, પંચ પરમપદ ભજી સુખ લીજે,
પહેલી આરતી શ્રી જિનરાજ, ભવદધિ પાર ઉતારો જહાજ;
દૂજી આરતી સિદ્ધન કેરી, સમરણુ કરતાં મિટે ભવ ફેરી,
ત્રીજી આરતી સુર મુનીંદ્રા, જનમ મરણુ દુઃખ દૂરી કરંતા.
ચોથી આરતી શ્રી ઉવઝાયા, દરશન દેખતાં પાપ પલાયા,
પંચમી આરતી સાધુ તુમારી, કુમતિ વિનાશન શિવ અધિકારી;
છઠી ગ્યારા પ્રતિમા ધારી, શ્રાવક જનમ દયા અધિકારી.
સાતમી આરતી શ્રી જિન વાણી, અનંત સ્વર્ગ મુક્તિકી ખાની,
જે આરતી પઢેરે પઢાવે, સો નરનારી અમર પદ પાવે.

## પદ.

ઘડી ધન આજકી યે હી, સરા સબ કાજ મો મંનકા.
ગયે અઘ દૂર સબ ભજકે, લખી મુખ આજ જિનવરકા;
વિપત નાસી સકલ મેરી, ભરે ભંડાર સમ્પતિકા,
સુધાકે મેઘહુ વરસે, લખી મુખ આજ જિનવરકા.

ભઈ પરતીતિ યહ મેરે, સહી હો દેવ દેવનકે,
કરી મિથ્યાત્વકી ટોરી, લખા મુખ આજ જિનવરકા;
વિરદ ઐસા સુના મેં તો, જગતકે પાર કરનેકા,
નવલ આનન્દ હું પાયો, લખા મુખ આજ જિનવરકા.

---

## શાસ્ત્ર-સ્વાધ્યાયનું આરંભિક મંગલાચરણ.

## ॐकार ।

ओंकारं बिन्दुसंयुक्तं, नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ओंकाराय नमो नमः ॥ १ ॥
अविरलशब्दघनौघप्रक्षालितसकलभूतलमलकलङ्का ।
मुनिभिरुपासिततीर्था सरस्वती हरतु नो दुरितान् ॥ २ ॥
अज्ञानतिमिरान्धानां ज्ञानाञ्जनशलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥ ३ ॥
॥ श्रीपरमगुरवे नमः परम्पराचार्यगुरवे नमः ॥

सकलकलुषविध्वंसकं, श्रेयसां परिवर्धकं, धर्मसम्बन्धकं, भव्यजीवमनः प्रतिबोधकारकं पुण्यप्रकाशकं, पापप्रणाशक-मिदं शास्त्रं श्री ________________ नामधेयं, अस्य मूलग्रन्थकर्तारः श्री सर्वज्ञदेवास्तदुत्तरग्रन्थकर्तारः श्री गणधरदेवाः प्रतिगणधरदेवास्तेषां वचनानुसारमासाद्य आचार्य श्रीकुन्दकुन्दाद्याम्नायी श्री ________________ विरचितं, श्रोतारः सावधानतया शृण्वन्तु ।

मंगलं भगवान वीरो, मंगलं गौतमो गणी।
मंगलं कुन्दकुन्दाद्या जैनधर्मोऽस्तु मंगलम् ॥ १ ॥
सर्वमंगलमांगल्यं सर्वकल्याणकारकं।
प्रधानं सर्वधर्माणां जैनं जयतु शासनम् ॥ २ ॥

* * *

મંગલમય મંગલ કરન, વીતરાગ વિજ્ઞાન,
નમો તાહી જાતે ભયે; અરહંતાદિ મહાન,
જીવ દયા ગુણ વેલડી, રોપી રૂષભ જિનેશ,
શ્રાવક કુલ મંડપ ચઢી, સીંચી ભરત નરેશ.
આદિ અંત ઇસ ધર્મકો, સુખી હોત જો જીવ.
તાહી મન વચ કાયસું, સેવો ભવ્ય સદૈવ;
ધર્મ કરત સંસાર સુખ, ધર્મ કરત નિર્વાણ,
ધર્મ પંથ સાધન વિના, નર તિર્યંચ સમાન.
પાપી દુષ્ટિ જીવકો, ધર્મ કથા ન સુહાય,
કોઇ ઉંઘે કોઇ રહી પડે, કોઈ ઉઠી ઘેર જાય.

## શ્રાવકનાં નિત્ય ષટ્કર્મ.

देवपूजा गुरूपास्तिः स्वाध्यायः संयमस्तपः।
दानं चेति गृहस्थानां षट्कर્माणि दिने दिने ॥

અર્થઃ—૧ જિનેશ્વર ભગવાનની પૂજા, ૨ નિર્ગ્રંથ મુનિની સેવા કરવી, ૩ શાસ્ત્રનું પઠન શ્રવણ કરવું, ૪ સામાયક તથા ણમોકાર જપવા, ૫ વ્રત ઉપવાસાદિક કરવા, ૬ ચાર પ્રકારના સંઘ અગર સત્પાત્રને દાન આપવું, એ છ કર્મ શ્રાવકે હમેશાં કરવાં જોઇએ.

# णमोकार मंत्र.

णमो अरहंताणं,
णमो सिद्धाणं,
णमो आइरीयाणं,
णमो उवज्झायाणं,
णमो लोए सव्वसाहूण ॥१॥

અર્થ—અરહંતોને નમસ્કાર હો, સિદ્ધોને નમસ્કાર હો, આચાર્યોને નમસ્કાર હો ઉપાધ્યાયોને નમસ્કાર હો તથા લોકમાં સર્વે સાધુઓને નમસ્કાર હો.

एमो पंच णमोयारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं होइ मंगलं ॥२॥

અર્થ—આ પાંચ નમસ્કાર મંત્ર સર્વે પાપોનો નાશ કરનાર છે અને સર્વે મંગળોમાં પહેલુ મંગળ છે.

---

## વર્તમાન ચોવીસ તીર્થંકરોનાં નામ.

| | |
|---|---|
| ૧—ઋષભનાથજી, | ૨—અજિતનાથજી, |
| ૩—સંભવનાથજી, | ૪—અભિનન્દનનાથજી, |
| ૫—સુમતિનાથજી, | ૬—પદ્મપ્રભુનાથજી, |
| ૭—સુપાર્શ્વનાથજી, | ૮—ચંદ્રપ્રભુનાથજી, |
| ૯—પુષ્પદન્તનાથજી, | ૧૦—શીતલનાથજી, |
| ૧૧—શ્રેયાંસનાથજી, | ૧૨—વાસુપૂજ્યનાથજી, |

| | |
|---|---|
| ૧૩—વિમળનાથજી, | ૧૪—અનન્તનાથજી, |
| ૧૫—ધર્મનાથજી, | ૧૬—શાંતિનાથજી |
| ૧૭—કુન્થુનાથજી, | ૧૮—અરનાથજી |
| ૧૯—મલ્લિનાથજી, | ૨૦—મુનિસુવ્રતનાથજી |
| ૨૧— નમિનાથજી, | ૨૨—નેમિનાથજી, |
| ૨૩—પાર્શ્વનાથજી, | ૨૪—મહાવીરનાથજી, |

આમાથી ઋષભને આદિનાથ, પુષ્પદંતને સુવિધિનાથ અને મહાવીરને શ્રી વર્દ્ધમાન, સન્મતિ, અતિવીર અને વીર પણ કહે છે.

## ચોવીસ તીર્થંકરોનાં ચિહ્ન.

૧-બળદ, ૨-હાથી, ૩-ઘોડો, ૪-વાંદરો, ૫-ચકવો, ૬-કમળ, ૭-સાથીઓ, ૮-ચંદ્ર, ૯-મગર, ૧૦-કલ્પવૃક્ષ, ૧૧-ગેંડો, ૧૨-પાડો, ૧૩-સુવર, ૧૪ સાહુડી, ૧૫-વજ્રદંડ, ૧૬-હરણ, ૧૭-બકરો, ૧૮-માછલી, ૧૯-કળશ, ૨૦-કાચબો, ૨૧-રાતુ કમળ, ૨૨-શંખ, ૨૩-સર્પ, ૨૪-સિંહ,

---

### સાત વ્યસન.

द्युतं मांसं सुरा वेश्या, खेटं चौर्यं परांगना ।
महा पापानि सप्तानि, व्यसनानि त्यजेद्बुधाः ॥

અર્થ—૧. જુવા (જુગાર), ૨ માંસ, ૩ દારૂ, ૪ વૈશ્યા, ૫ શિકાર, ૬ ચોરી, ૭ પરસ્ત્રી, એ સાત વ્યસન સેવવાથી નરક ગતિ થાય છે, માટે તેને તજી દેવાં જોઇએ.

---

## જનોઇ પહેરવાનો મંત્ર.

ॐ नमः परमशांताय शांतिकराय पवित्रीकृतार्हं रत्नत्रय-स्वरूपं यज्ञोपवीतं दधामि मम गात्र पवित्र भवतु। अर्हं नमः स्वाहा ॥

## ચંદન લગાવવાનો મંત્ર.

अर्हंतेति ललाटे च, सिद्धे च हृदये तथा।
आचार्यः शोभते कंठे, पाठके दक्षिणे भुजे ॥
साधुश्च वामभागेषु पंचस्थाने प्रकीर्तिते ॥

અર્થ—અર્હંતનો કપાળે, સિદ્ધનો હૃદયે (છાતીએ); આચાર્યનો કંઠે (ગળે), ઉપાધ્યાયજીનો જમણા તરફની ભુજાએ (હાથે) અને સાધુજીનો ડાબી તરફ એ રીતે પંચસ્થાને કેશરના લેપન કરવા જોઇએ. અને જનોઇ પહેરવી (શ્લોક ભણીને) અગર કેશરની જનોઇ પણ કેટલાક કરે છે.

## શ્રી ણમોકાર મંત્રનો મહિમા.

સરસ્વતિ માત નમું નિત સાર, શ્રી ગુરૂચરણ કમલ અનુહાર;
નોકાર તણો વિસ્તારજ કહું, સુણજો ભવિજન હૃદયે સહુ. ૧
શુદ્ધ શરીર વસ્ત્ર શુદ્ધ કરી, શુદ્ધ જગ્યા એકાંતે ધરી;
પદ્માસન કાઉસગ્ગે ધરો, પૂર્વ ઉત્તર મૂખ આદરો. ૨
મન વચ કાયા સ્થિરતા ધરી, પંચ પદનો સ્મરણ કરી,
નોકારવળીનો મણકો એક, તે મૂકો નિશ્ચે વિવેક. ૩

એ પંચ પદ કહ્યા અચાણુ, નમોકાર મંત્ર પૂર જાણુ;
પાંત્રીસ અક્ષર પાપજ હરે, સોલ અક્ષર સબ ભય નીસ્તરે. ૪
ખટ અક્ષર ને પંચ જે જપે; ચઉ અક્ષર સબ પાપજ ખપે
બે સિદ્ધના ને એક ૐકાર, સમરંતા સુખ લહે અપાય ૫
અપરાજિત એ મંત્રજ જાણુ, એના ગુણનાં કરૂં વખાંણુ;
અમારો શ્રાવક મન વચ કાય, તે ઘેર નિશ્ચે નવવિધિ થાય. ૬
એક વાર નોકારજ જપે, પાપ સાત સાગરનાં ખપે
જેને જેહ ફલ્યું તે સાર, તે કહેતાં ન લાભે પાર. ૭
શેઠ સુદર્શન પ્રત્યક્ષ જાણુ, શૂલી સિંહાસનજ પ્રમાણુ,
સીતા સતી અગ્નિ જળ હોય, શ્રીપાલજી દરીયે તરો સોય. ૮
સુભદ્રાને શિર કલંક અપાર, જલ કાઢી છાંટયા પુર દ્વાર,
કાચે સુતર ચાલની કરી, નમોકાર શીલ મહિમા ધરી. ૯
પાર્શ્વનાથ મંત્ર આપ્યો નાગ, થયા ધરણેંદ્ર પદ્મવતિ ભાગ;
અંજનચોર પાપી અતિ ઘોર, તતક્ષણ મુક્તિ વર્યો તે ચોર. ૧૦
જીવકશેઠને વચને સાર, કુતરો મરી થયો દેવકુમાર,
વૃષભ સાંભળીને નમોકાર, સુગ્રીવ હો ગયો મુક્તિ દુવાર. ૧૧
બંદરને નવકારજ સુણ્યો, સુપ્રતિષ્ટ કેવલી હો ગુણ્યો;
ચારૂદત્ત નવકારજ દિયો, બકરો મરી સ્વર્ગે દેવ હુવો. ૧૨
હથિણી જીવ તણો તે સાર, સીતા સતી હોઈ નિરાધાર,
એહનો મહિમા જગમાં અપાર, પશુ સરિખા તરી ગયા સંસાર. ૧૩
ભૂત પ્રેત રાક્ષસ હુંકાર, ડાકીની સાંકીની સહી વિકરાલ,
સમરંતા સુખ લહે અપાર, મન દ્દઢ કરી જપતા નમોકાર. ૧૪
દિગંબર અચ્છમેં શ્રૃંગાર, બ્રહ્મચંદ્ર સાગર કહે સાર.
ભણે ગણે તિહૂં કાલ ઉદાર, તે ઘેર હોશે જય જયકાર. ૧૫

## શ્રી જિન ભગવાન આગળ નેકી પોકાર.

નિરંજન નિરાકાર જ્યોતિસ્વરૂપ, ચિંતામણી પાર્શ્વનાથ,
ધાતા વિધાતા જિનધર્મ બડે જાઓ મહેરબાન.

---

## મૌન રહેવાના સાત પ્રકાર.

भोजने वमने स्नाने, मैथुने मलमोचने ।
सामायिके जिनार्चाय, गृह्यतां मौनसप्तकं ॥

અર્થ—૧. ભોજન કરતાં મૌન રહેવું. ૨. ઉલટી થાય તે વખતે મૌન રહેવું, ૩ સ્નાન કરતા મૌન ધરવું, ૪. વિષય ભોગ કરતા મૌન રહેવું, ૫. શૌચ (ઝાડો પેશાબ) વિધિમાં મૌન રહેવું, ૬. સામાયિક કરતી વખતે મૌન ધરવું, ૭. જિન પૂજન કરતી વખતે બોલવું નહીં, એવી રીતે સાત વખતે મૌન ધરવું-કોઇનીસાથે વાત કરવી નહીં.

---

## દાન, શીલ, તપ અને ભાવનાનું ફળ.

दानं दुर्गतिनाशाय. शीलं सद्गतिकारणं ।
तपः कर्मविनाशाय, भावना भवनाशिनी ॥

અર્થ—૧. દાનથી દુર્ગતિનો નાશ થાય છે, ૨. શીલથી સારી ગતિ થાય છે (ઉત્તમ ગતિમાં જાય છે.) ૩ તપ કરવાથી કર્મનો નાશ થાય છે, ૪. ભાવનાથી ભવનો નાશ થાય છે (એટલે જન્મ મરણનો નાશ થઇ મોક્ષ પ્રાપ્ત થાય છે.

---

## નવ ગુપ્ત શ્લોક.

आयुर्वित्तं गृहच्छिद्रं मंत्र मैथुनमौषधम् ।
दानामानापमानं च नव गुप्तं च कार्यते ॥

અર્થ—આયુષ, ધન, ઘરની છાની વાત, મંત્ર, મૈથુન, ઔષધ દાન, માન ને અપમાન એ નવ વાત ગુપ્ત રાખવી.

---

## સ્તુતિ.

પ્રભુ આવ્યા ઉમંગે ત્હારા, દર્શને ચરણની સેવા કાજ,
અમે શરણ તમારી, લીધી છે ભારી, તારજો શ્રી કરૂણાલ. (ટેક)
દીન બાળકો અરજ કરે છે, ભવદધિ પાર ઉતાર.
ચૌ ગતિ ભ્રમતાં પાર ન આવ્યો, પામ્યા ન શાંતિ લગાર. પ્રભુ૦
આત્માર્થી અમે સર્વ શ્રાવકો, માંગીએ બુદ્ધિ અપાર,
બને ધર્મમાં કુશલ બનીને, પામીએ ભવનો પારરે. પ્રભુ૦
તારા ચરણની સેવા કરતાં, પુણ્યે પાપ ઠેલાય,
સુખ સમ્પત્તિ સહેજે મળે છે, તેમા ફેર ન થાય રે. પ્રભુ૦
માટે ભવિજન સુ ઉદ્યોગે, લાગવું નિત્યે સાર,
દયા ધર્મને અંગે ધરીને, પરનો કરો ઉપકાર રે. પ્રભુ૦

## સ્તુતિ.

કોણ ઉતારે પાર, પ્રભુ વિના કોણ ઉતારે પાર.
ભવદધિ અગમ અપાર, પ્રભુ વિના કોણ ઉતારે પાર.
કૃપા તિહારીતે હમ પાયો, નામ મન્ત્ર આધાર ॥પ્રભુ॥ ૧.
નીકો તુમ ઉપદેશ દિયો હૈ, સબ આગમકો સાર ॥પ્રભુ॥ ૨.

હલકે જ્હેચા લેશે નિકસે, બૂડે તે શિર ભાર ॥પ્રભુ॥ ૩.
ઉપકારીકો નાહીં વિસરીએ, એહ ધર્મ અધિકાર ॥પ્રભુ॥ ૪.
ધર્મપાલ પ્રભુ તુમ મેરે તારક, કયોં ભૂલું ઉપકાર ॥પ્રભુ॥ ૫.

---

## પ્રાર્થના.

અરજ સુણો મહારાજ, દયાળુ પ્રભુ અરજ સુણો મહારાજ.॥ટેક॥
મહિલા મંડળની ઉન્નતિ કરવા, શક્તિ છે મુજમાં અપાર,
દયાળુ પ્રભુ૦ ॥૧॥
આપ પ્રસાદે વ્યક્તિ થાવા, વન્દું હું વારંવાર, દયાળુ પ્રભુ૦॥૨॥
નિજ અનુભવની સિદ્ધિ કરવા, મનમા છે શુદ્ધ વિચાર,
દયાળુ પ્રભુ૦ ॥૩॥
પર વસ્તુનો મોહ છોડીને, કરીશું નિજનું ભાન, દયાળુ પ્રભુ૦॥૪॥
શીલ આભૂષણ અંગે સજવા, થાય શ્રાવિકા તૈયાર,
દયાળુ પ્રભુ૦ ॥૫॥
કળા કુશળ ઉદ્યોગ શીખીને, પરનો કરે ઉપકાર,
દયાળુ પ્રભુ૦ ॥૬॥
જૈન બાલિકા અરજ કરે છે, સર્વેનું થાઓ કલ્યાણ,
દયાળુ પ્રભુ૦ ॥૭॥



## શ્રાવકની નિત્ય ક્રિયા.

સકલ સંઘની બ્હેનીઓ તમે સાંભળો રે, ॥ટેક॥
શ્રાવક નિત્ય ક્રિયાને ચિત્તે ધારજો રે. ॥સકલ॥ ૧
પહેલાં ઊઠીને ણમોકાર બોલજો રે.
પછી ઘરનો વ્હેવાર આરંભજો રે. ॥સકલ॥ ૨

નહાઇ ધોઇ શરીર શુદ્ધ રાખજો રે,
સ્વચ્છ વસ્ત્રોથી અંગ શોભાવજો રે. ॥ સકલ ॥ ૩
દેવ દર્શન કરીને થાઓ પાવના જો,
અષ્ટ દ્રવ્ય લઇને લાવો ભાવના જો. ॥ સકલ ॥ ૪
માત પિતા વડિલ સ્વામી સર્વને રે,
જય જિનેન્દ્ર કરીને મન મોડજો રે. ॥ સકલ ॥ ૫
ધર્મ શાસ્ત્રો વાંચો ને વંચાવશો રે,
ઇંદ્રિ દમન કરીને વિષય ટાળજો રે. ॥ સકલ ॥ ૬
વ્રત નિયમ પાળીને તપ ધારજો રે,
શક્તિ માફક દાન ચાર આપજો રે. ॥ સકલ ॥ ૭
શુદ્ધ વસ્તુઓથી ભોજન બનાવીએ રે,
જીવ હિંસાદિ પાંચ પાપ ટાળજો રે. ॥ સકલ ॥ ૮
ઘર કામમાં કુશળતા વાપરજો રે,
ચતુર નારી ભૂષણ થઇ મહાલજો રે. ॥ સકલ ॥ ૯
જૈનધર્મી શ્રાવિકા નામ ધારજો રે,
એવી વિનંતી આનંદે ઉરે આણજો રે. ॥ સકલ ॥ ૧૦

---

## પંચપરમેષ્ઠીની આરતી.

મન વચ તન કર શુદ્ધ પંચપદ, પૂજો ભવિજન સુખદાઇ,
સબ જિન મિલકર દીપ ધૂપ લે, કરહુ આરતી શુભ ભાઇ.—ટેક૦

+ + +

પ્રથમહિ શ્રી અરહંત પરમગુરૂ, ચૌતીસ અતિશય સહિત વસૈં;
પ્રાતિહાર્ય વસુ અનુપ ચતુષ્ટય, સહિત સમવસરણમાંહિ લસૈં,
ક્ષુધા, તૃષા, ભય, જન્મ, જરા સૃતિ, રોગ શોક રતિ અરતિ મહા,

વિસ્મય, ખેદ, સ્વેદ, મદ, નિદ્રા, રાગ, દ્વેષ, મિલ મોહ કહા,
ઇન અષ્ટાદશ દોષ રહિત નિત, ઈંદ્રાદિક પૂજન આઇ-સબ. ૧

* * *

દૂજે સિદ્ધ સદા સુખ-દાતા, સિદ્ધ-શિલાપર રાજત હૈં,
સમ્યગ્દર્શન જ્ઞાન વીર્ય અરૂ, સૂક્ષ્મપણાકર છાજત હૈં,
અગુરૂ લઘુ અવગાહન શકિત ધર, બાધા વિન અશરીરા હૈં,
તિનકા સુમરણ નિત્ય કિયે તે, શીઘ્ર નશત ભવ પીરા હૈં;
યાકારણ નિત ચિત્ત શુદ્ધકર, ભજહુ સિદ્ધ શિવકે રાઇ—સબ. ૨

* * *

ત્રીજે શ્રી આચાર્ય પરમગુરૂ, છત્તીસ ગુણકે ધારી હૈં,
દર્શન જ્ઞાન ચરણ તપ વીરજ, પંચાચાર પ્રચારી હૈં;
દ્વાદશ તપ દશ ધર્મ ગુપ્તિ ત્રય, ષટ્ આવશ્યક નિત પાલેં,
સબ મુનિજનકો પ્રાયશ્ચિત દે, મુનિવ્રતકે દૂષણ ટાલેં,
ઐસે શ્રી આચાર્ય ગુરૂનકી, પૂજા કરિયે ચિત લાઇ—સબ. ૪

* * *

ચૌથે શ્રી ઉવઝાય ચરણ પંકજ રજ, સુખદા ભવિજનકો,
ગ્યારહ અંગનુ પૂર્વ ચતુર્દશ, પઢેં પઢાવેં મુનિગણકો;
મુનિકે સબ આચરણ આચરે, દ્વાદશ તપકે ધારી હૈં,
સ્યાદ્વાદ સુખકારી વિદ્યા, સબ જગમેં વિસ્તારી હૈ,
ઐસે શ્રી ઉવઝાય ગુરૂનકે, ચરણ કમલ પૂજહુ ભાઇ-સબ. ૪

* * *

પંચમી આરતિ સર્વ સાધુકી, આઠવીસ ગુણમૂલ ધરેં,
પંચ મહાવ્રત પંચ સમિતિ ધર, ઇંદ્રિય પાંચોં દમન કરેં;
ષટ્ આવશ્યક કેશ-લોંચ, ઇકવાર ખડે ભોજન કરતે,
દાતણ સ્નાન ત્યાગ ભૂ સોવત, યથાજાત મુદ્રા ધરતે;
યા વિધિ 'પન્નાલાલ' પંચપદ, પૂજત સબદુઃખ નશ જાઇ-સબ. ૫

## આઠ કર્મનું પદ.

શી ગતિ થાશે અમારી, ઓ પ્રભુજી શી ગતિ થાશે હમારી,
અષ્ટ કર્મનાં દુઃખ છે ભારી, મોક્ષને દેય નિવારી
ઓ પ્રભુજી૦ ૧
જ્ઞાનાવરણી જ્ઞાનને ઢાંકે, દર્શનાવરણી દર્શ.—ઓ૦ ૨
વેદની કર્મ છે બહુ ભારી, પીડા આપે અપારી —ઓ૦ ૩
મોહની કર્મથી મોહ પ્રકાશે, સાર અસાર ન ભાસે —ઓ૦ ૪
આયુ કર્મની બેડી છે ભારી, પુરૂં થયે ક્ષીર જાય.—ઓ૦ ૫
ષષ્ટમ કર્મ નામ તે જાણું, અશુભ નામે દુઃખજ માનું—ઓ૦ ૬
સપ્તમ કર્મ ગોત્ર તે જાણું, ઊંચ ને નીચ પ્રમાણુ—ઓ૦ ૭
અષ્ટમ કર્મ અંતરાય જાણું, છે તે વિઘ્ન કરનારૂં—ઓ૦ ૮
નમૂં હું તો કર્મજ કાપો, અજર અમર પદ આપો—ઓ૦ ૯

---

## સાયંકાળની પ્રાર્થના.

જયજિનેશ કરૂણાનિધિ સ્વામી, મહિલાઓ કર રહીં પુકાર,
અવતર અવતર શ્રી જિન સ્વામી, સંભવષટ્ હમ રહેં વિચાર.
તિષ્ઠો તિષ્ઠો શ્રી જિનદેવા, ઠઃ ઠઃ હૃદય બિરાજો આપ,
વષટ્ ઉચ્ચાર વિનતી હમ કરતે, શીલવ્રતકી રાખો લાજ.
હે સર્વજ્ઞ ! જ્યોતિમય ગુણમણિ, મહિલાઓ પર કરહુ દયા,
કુમતિ નિશા અંધિયારી કારી, સત્ય જ્ઞાન રવિ છિપા દિયા;
ક્રોધ માન અરૂ માયા તૃષ્ણા, યહ ભટ માર ફિરે ચહું ઓર,
લૂટ રહેં જગ જીવનકો યહ, દેખ અવિદ્યાતમકા જોર.
મારગ હમકો સૂઝે નાહીં; જ્ઞાન વિના સબ અંધ ભયે,
ઘટમેં આય બિરાજો સ્વામી, મહિલાએં સબ ખડી ભયીં.

શતપથદર્શક જન સત હર્ષક, ઘટ ઘટ અંતરયામી હો,
શ્રીજિન ધર્મ હમારા પ્યારા, ઇસકે તુમ હી સ્વામી હો.
ઘોર વિપતમેં આન પડે હૈં, હમરા બેડા પાર કરો,
વિદ્યાકા હો ઘર ઘર આદર, શિલ્પકલા સંચાર કરો.
માત પિતા અરૂ ગુરૂજનકી હમ, સેવા નિશદિન કિયા કરેં,
સ્વારથ તજકર સુખ દેં પરકો, આશિષ સબકી લિયા કરેં.
આતમ શુદ્ધ હમારા હોવે, પાપ મેલ નહીં ચઢે કદા,
વિદ્યાકી હો ઉન્નતિ હમમેં, ધર્મધ્યાન હુ બઢે સદા.
દોઉ કર જોડે મહિલા ઠાડી, કરેં પ્રાર્થના સુનિયે તાત,
સુખસે વીતે રયન હમારી, જિનમતકા હો શીઘ્ર પ્રભાત.

---

## ગઝલ (રાષ્ટ્રિય ગીત.)

બનેં હમ હિંદકે યોગી, ધરેંગે ધ્યાન ભારતકા,
ઉઠાકર ધર્મકા ઝંડા, કરેંગે ગાન ભારતકા.-ટેક.
ગલેમેં શીલકી માલા, પહિનકર જ્ઞાનકી કફની,
પકડકર ત્યાગકા ડંડા, રખેંગે માન ભારતકા—૧
જલાકર કાષ્ટકી હોલી, ઉઠાકર ઇષ્ટકી ઝોલી,
જમા કર સંતકી ટોલી, કરેં ઉત્થાન ભારતકા—૨
તજેં સબ લોકકી લજ્જા, તજેં સુખ ભોગકી સજ્જા,
હમ અપના માંસ અરૂ મજ્જા, કરેં કુરબાન ભારતપર—૩
ન હૈ ધન માનકી ઇચ્છા, ન હૈ સંસારકી ઇચ્છા,
ન હૈ સુખ ભોગ આકાંક્ષા, ચહેં સન્માન ભારતકા—૪
સ્વરોંમેં તાન ભારતકા, હૈ મુખમેં નામ ભારતકા,
નસોંમેં [illegible] ભારતકા, [illegible]મેં [illegible] ભારતકા—[illegible]

હમારે જન્મકા સાર્થક, હમારે મોક્ષકા મારગ,
હમારે સ્વર્ગકા કારણ, યહી ઉદ્યાન આસ્તકા—૬
યહી જીવાત્મા સબકા, યહી હૈ આતમા સબકા,
યહી પરમાત્મા સબકા, વિજય નિશાન આસ્તકા—૭

## દીવાળીનું ગીત.

મારે દિવાળી રે થઇ આજ, જિન મુખ જોવાને,
સર્યાં સર્યાં રે સેવકના કાજ, ભવ દુઃખ ખોવાને-ટેક૦
મહાવીર સ્વામી મુગતે પહોંત્યા, ગૌતમ કેવળજ્ઞાનરે;
ધન અમાસ ધન દિવાળી, મારે વીર પ્રભુ નિરવાણ-જિન. ૧
ચારિત્ર પાળ્યા નિરમળા ને, ટાળ્યા વિષય કષાય રે,
એવા મુનિને વંદીએ તો, ઉતારે ભવ પાર-જિન. ૨
બાકુલનો આહાર લીધો વીર જિને, તારી ચંદનબાળારે,
કેવળ પ્રભુ મુગતે પહોત્યા, પામ્યા ભવનો પાર-જિન. ૩
એવા મુનિને વંદીએ જે, પંચમ જ્ઞાનને ધરતા રે,
સમવસરણ દેઇ દેશનારે, પ્રભુ તાર્યા નર ને નાર-જિન. ૪
ચોવીસમા જિનેશ્વર ને, મુક્તિ તણા દાતાર રે,
કરજોડી કવિ એમ ભણે રે, મ્હારો દુનિયા ફેરો ટાળ-જિન. ૫

### શાસ્ત્રસ્તવન (પ્રભાવતી)

કેવલિકન્યે વાઙ્મય ગંગે, જગદંબે અઘ નાશ હમારે,
સત્ય સ્વરૂપે મંગલરૂપે, મનમંદિરમેં તિષ્ઠ હમારે. ॥ટેક॥
જંબૂસ્વામી ગૌતમ ગણધર, હુયે સુધર્મા પુત્ર તુમ્હારે,
જગતેં ભવસે પાર હુવે કરકે, દે ઉપદેશ બહુત જન તારે. ॥૧॥
કુંદકુંદ અકલંક દેવ અરુ, વિદ્યાનંદિ આદિ મુનિ સારે,
તવ કુલકુમુદ ચંદ્રમા યે શુભ, શિક્ષામૃત દે સ્વર્ગ સિધારે ॥૨॥

તૂને ઉત્તમ તત્ત્વ પ્રકાશે, જગકે ભ્રમ સબ ક્ષય કર ડારે,
તેરી જ્યોતિ નિરખ લજ્જાવશ, રવિશશિ છિપતે નિત્ય વિચારે.ા૩ા
ભવભય પીડિત વ્યથિત ચિત્ત જન, જબ જો આએ શરણ તિહારે
છિનભરમેં ઉનકે તબ તુમને, કરૂણાકરિ સંકટ સબ ટારે. ા૪ા
જબતક વિષય કષાય નશે નહિ, કર્મ શત્રુ નહિ જાય નિવારે,
તબતક 'જ્ઞાનાનંદ' રહે નિત, સબ જીવનતેં સમતા ધારે. ા૫ા

## શાસ્ત્ર—ભક્તિ.

[ શાસ્ત્રજી વાંચ્યા પછી બોલવાની ]

અકેલા હી હૂં મેં, કરમ સબ આયે સિમટિ કેં,
લિયા હૈ મેં તેરા શરણ, અબ માતા સટકિકે;
ભ્રમાવત હે મોકોં, કરમ દુઃખ દેતા જનમકા,
કરૌં ભક્તિ તેરી, હરો દુઃખ માતા ભ્રમનકા.—૧
દુઃખી હૂઆ ભારી, ભ્રમત ફિરતા હૂં જગતમેં,
સહા જાતા નાહીં, અકલ ઘબરાતી ભ્રમનમેં;
કરૌં કયા મા મોરી, ચલત વશ નાહીં મિટનકા,
કરૌં ભક્તિ તેરી, હરો દુઃખ માતા ભ્રમનકા.—૨
સુનો માતા મોરી, અરજ કરતા હૂં દરદમેં,
દુઃખી જાનો મોકોં, ડરપ કર આયો શરનમેં;
કૃપા ઐસી કીજે, દરદ મિટજાવે મરનકા,
કરોં ભક્તિ તેરી, હરો દુઃખ માતા ભ્રમનકા—૩
પિલાવૈ જો મોકોં, સુબુધિકર પ્યાલા અમૃતકા,
મિટાવૈ જો મેરા, સરવ દુઃખ સારા ફિરનકા;
પરોં પાવાં તેરે, હરો દુઃખ સારા ફિકરકા,
કરોં ભક્તિ તેરી, હરો દુઃખ માતા ભ્રમનકા.—૪

## સવૈયા.

મિથ્યા-તમ નાશવેકો જ્ઞાનકે પ્રકાશવેકો,
આપા-પર ભાસવેકો ભાનુસી વખાની હૈ;
છહોં દ્રવ્ય જાનવેકો બંધવિધિ ભાનવેકો,
સ્વપર પિછાનવેકો પરમ પ્રમાની હૈ—૫
અનુભોં બતાયવેકો જીવકે જતાયવેકો,
કાહુ ન સતાયવેકો ભવ્ય ઉર આની હૈ;
જહાં તહાં તારવેકો પારકે ઉતારવેકો,
સુખ વિસાતરવેકો યે હી જિન—વાણી હૈ—૬

## દોહા.

યહ જિનવાણી કી થુતિ, અલ્પ બુદ્ધિ પરમાન,
પનાલાલ બિનતી કરેં, દે માતા મોહિ જ્ઞાન—૭
હે જિનવાણી ભારતી, તોહિ જપોં દિનરૈન,
જો તેરા શરના ગહે, સો પાવે સુખ ચૈન— ૮
જા વાણીકે જ્ઞાનતૈં, સૂજૈ લોકાલોક,
સો વાણી મસ્તક ચઢો, સદા દેત હોં ધોક.—૯

---

## શ્રી પાર્શ્વનાથ સ્તોત્ર.

નરેંદ્રં ફણીંદ્રં સુરેંદ્રં અધીશં, શતેંદ્રં સુ પૂજૈં ભજૈં નાય શીશં,
મુનીંદ્રં, ગણેંદ્રં નમોં જોડિ હાથં, નમો દેવદેવં સદા પાર્શ્વનાથં.
ગજેંદ્રં મૃગેંદ્રં, ગહ્યો તૂ છુડાવે, મહા આગતેં નાગતેં તૂ બચાવે,
મહા વીરતૈ યુદ્ધમેં તૂ જિતાવે, મહા રોગતેં બંધતે તૂ છુડાવે.
દુઃખી દુઃખહર્તા સુખી સુખ કર્તા, સદા સેવકોંકો મહાનંદ ભર્તા,
હરે યક્ષ રાક્ષસ ભૂતં પિશાચં, વિષં ડાંકિની વિઘ્નકે ભય અવાચં.
દરિદ્રીનકો દ્રવ્યકે દાન દીને, અપુત્રીનકોં તૂ ભલે પુત્ર કીને,
મહાસંકટોંસે નિકારે વિધાતા, સબૈ સંપદા સર્વકો દેહિ દાતા;

મહા ચોરકો વજ્રકો ભય નિવારે, મહાપૌનકે પુંજતે તું ઉબારે,
મહાક્રોધકી અગ્નિકો મેઘ-ધારા, મહાલોભ શૈલેશકો વજ્ર ભારા.
મહામોહ અંધેરકો જ્ઞાન ભાનં, મહા કર્મકાંતારકો દૌ પ્રધાનં.
કિયે નાગ નાગિન અધોલોકસ્વામી, હર્યો માન તૂ દૈત્યકો હો અકામી.
તુહી કલ્પવૃક્ષં તુહી કામધેનં, તુહી દિવ્ય ચિંતામણી નાગ એનં,
પશૂ નર્કકે દુઃખતેં તૂ છુડાવે, મહાસ્વર્ગતેં મુક્તિમેં તૂ બસાવે.
કરે લોહકો હેમપાષાણ નામી, રટેં નામ સો ક્યોં ન હો મોક્ષગામી.
કરે સેવ તાકી કરે દેવ સેવા, સુને વૈન સોહી લહે જ્ઞાન મેવા.
જપે જાપ તાકો નહીં પાપ લાગે, ધરે ધ્યાન તાકે સબૈ દોષ ભાગે,
વિના તોહી જાને ધરે ભવ ઘનેરે, તુમ્હારી કૃપાતેં સરેં કાજ મેરે.

દોહા.

ગણધર ઇંદ્ર ન કર સકે, તુમ વિનતી ભગવાન,
'દ્યાનત' પ્રીતિ નિહારકે, કીજે આપ સમાન.

## શ્રી જિન ચૈત્યાલયકી વંદના.

આઠ કરોડ છપ્પન લાખ સતાણું હજાર ચારસો એકયાસી જિનેશ્વરના શાશ્વતાં જિન ચૈત્યાલયો છે તે મધ્યે નવસો કરોડ પચવીસ કરોડ ત્રેપન લાખ સત્તાવીસ હજાર નવસે અડતાળીસ જિનેશ્વરજીની અનંતા અનંત કાળની અકૃત્રિમ પ્રતિમાજી છે તે સર્વેને ત્રિકાળ વંદનાએ ત્રણ પ્રદક્ષિણાએ મારા મન વચન કાયાએ કરી નમસ્તુ છે.

દોહરા.

જાપ ચિન્તું તપ સહસ ફલ, લાખ ગમન કરેય,
કોડ કોટી અનંત ફલ, તબ જિનવર દીઠે.
જ્ઞાન સમું કોઇ ધન નહીં, સમકિત સમું નહીં સુખ,
ભક્તિ સમ આશા નહીં, લોભ સમો નહીં દુઃખ.

## જિનરાજની સ્તુતિ.

ભાવે ભજો જિનરાજ, ભવિજન તમે ભાવે ભજો જિનરાજ, એ ટેક.

મૃગ તૃષ્ણાવત આ ભવસાગર, ઝાઝવા જલને સમાજ, ભવિ૦
માતપિતા સુત બંધવ પ્યારા, સબહી સ્વારથકે સાજ, ભવિ૦
આ સંસાર અસાર નિરંતર, એમ જાણી કર કાજ, ભવિ૦
જેમ પાણી પરપોટા હોવે, તેમ કાળને કાંઈ ન લાજ, ભવિ૦
કાળચક્રની ગત બહુ ન્યારી, જેમ ચીડીઆ પર બાજ, ભવિ૦
કર્મરૂપી વૈરી બહુ દુઃખ દે છે, દુષ્ટને નહીં છે લાજ, ભવિ૦
જિનેશ્વર પ્રભુ દુઃખ હરનારા, અર્જ સુણો જિનરાજ, ભવિ૦
મોતીલાલ કહે ગ્રંથ પ્રસારક, મંડળને તારો સમાજ, ભવિ૦
બાકરોળ નગરે અતિ આનંદે, ગાયે ગુણ તુમ આજ, ભવિ૦

---

## સૂતકની વિધિ.

સૂતકમાં દેવ શાસ્ત્ર ગુરૂની પૂજા પ્રક્ષાલ કરવાની તેમજ મંદિરના બિછાનાં, વસ્ત્ર વગેરેનો સ્પર્શ કરવાની મનાઇ છે. સૂતકનો સમય પૂર્ણ થયા પછી પૂજન વગેરે કરી પાત્રદાન કરવું જોઇએ.

૧. જન્મનું સૂતક ૧૦ દિવસનું મનાય છે.

૨. જો સ્ત્રીનો ગર્ભપાત (પાંચમા છઠ્ઠા મહીનામાં) થાય તો જેટલા મહિનાનો ગર્ભપાત હોય તેટલા દિવસનું સૂતક મનાય છે

૩. પ્રસુતિ (સુવાવડી) સ્ત્રીને ૪૫ દિવસનું હોય છે. કોઇ કોઇ ૪૦ દિવસ પણ માને છે. પ્રસુતિ સ્થાન ૬ મહિનો સુધી અશુદ્ધ હોય છે

